સંગીત

# લીલાવતી

## નાટક પંચાંકી.

વેશ્યા વ્યસન નિષેધક

રચનાર

અધ્યાપક કેશવલાલ શીવરામ

છપાવી પ્રસિદ્ધ કરનાર

અધ્યાપક મોહનલાલ કેશવલાલ

તથા

અધ્યાપક જયંતીલાલ કેશવલાલ

ઠે. હાજાપટેલની પોળ—અમદાવાદ.

અમદાવાદ પીરમશા રોડ—શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ

પ્રેસમાં પટેલ. પોચાભાઈ [illegible] છાપી.

આવૃતી ૧૯ મી. પ્રત ૫૦૦૦ સને ૧૯૧૬.

કીંમત રૂ. ૦-૪-૦

શ્રી

# સંગીત લીલાવતી

## નાટક પંચાંકી.

### વેશ્યા વ્યસન નિષેધક.

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

આવૃત્તી ૧૮ મા સુધારા વધારા સાથે.

રચનાર અધ્યાપક. કેશવલાલ શીવરામ

છપાવી પ્રસિદ્ધ કરનાર.

અધ્યાપક મોહનલાલ કેશવલાલ

તથા

અધ્યાપક જયંતીલાલ કેશવલાલ

હાજાપટેલની પોળ—અમદાવાદ.

અમદાવાદ—પીરમસા રોડ—" શ્રી સત્યસાગર "

પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

પ્રત ૫૦૦૦ કિંમત ૦—૪ ૦ સને ૧૯૧૬

શ્રી.

# રા. રા. સાંકળચંદ રતનચંદ વકીલ.

## એકત્રીસા સવૈયા.

શ્રીમાળી જ્ઞાતિ પ્રખ્યાતિ. આ [illegible] સંઘમાં છો સદ્ગ્રહસ્થ;
પાદલિપ્ત પુરની પેઢીમાં, પુન્ય પ્રતાપે થયા પદસ્થ,
ધન ધન સિદ્ધાચળ ધન રક્ષક, દક્ષ પરિક્ષક દિલ ઉદાર.
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર.
રતનચંદના રત્ન પુત્ર છો, સમતા સાગર સાંકળચંદ;
સત્યવચન અમૃતસમ ઉચરી, આપો આપ અધિક આનંદ.
લઘુ વયથી મમ ઉપર આપનો, નિર્મળ પરિપુરણ છે પ્યાર;
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર.
વડીલ વકીલ વિદ્યારસ વેત્તા, વિનીત વિવેકી સુનીતિવાન;
પરમ પ્રમાણિક પ્રૌઢ પરાક્રમી, મહાજનમાં છે મ્હોટું માન.
કવિની સંપત્તિના તસ્કરને, દંડાવ્યા દોરી દરબાર:
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર;

અમદાવાદ | અર્પક.
ઠે. હાજાપટેલની પોળ | કેશવલાલ શીવરામ

શ્રી

# સંગીત લીલાવતી નાટક.

## પંચાંકી.

---

### પાત્રજન.

સુત્રધાર.....................નટ નાયક.

વિદુષક.........................મોદકાનંદ, સદાફળનો રસોઇયો

નટી.....................સુત્રધારની સ્ત્રી

સદાફુલ.........................કૌશામ્બી નગરીનો નગર શેઠ

સેંજલદે...................તેની સ્ત્રી

સુમતિવિલાસ..............તેનો પુત્ર

સ્વાર્થદત્ત.........................સુમતિવિલાસનો મિત્ર

જોઇતો.........................સુમતિવિલાસનો હજુરીઓ

કામસેના.........................કૌશામ્બી નગરીની વેશ્યા

કપટકળા.........................કામસેનાની સાહેલી ગણિકા

કનકસેન.........................કૌશામ્બી નગરીનો રાજા

સચિવ.........................તેનો પ્રધાન

સોમદત્ત.........સુમતિવિલાસનો સસરો સારંગપુર નગરનો શેઠીઓ

સુભગા.........સુમતિવિલાસની સાસુ

પોચાપારેખ..............સોમદત્તનો મુનિમ

લીલાવતી............સુમતિવિલાસની સ્ત્રી

સુગુણ મંજરી.........લીલાવતીની સખી

લાલબા..............સુમતિવિલાસની બેન

વિરવિલાસ............લીલાવતીનો પુત્ર

સ્થળ કૌશામ્બી નગરી અને સારંગપુર નગર.

# શ્રી.

# સંગીત લીલાવતી નાટક.

## અંક પહેલો.

### પ્રસ્તાવના.

સ્થળ—રંગ મંડપ —મંગળાચરણ.

સુત્રધાર— શાર્દુલ વીક્રીત.

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રણમું, આપો સદા સંપદા,
કાપો પાપ અમાપ તાપ ત્રીવીધે, સેવા કરૂં સર્વદા;
હે વિશ્વેશ વીચીત્ર વેશ ભજવું, આ વિશ્વ ભુમી મહીં,
રીઝીને સુપસાય થાય અમને, આનંદ દાતા અહીં.

ત્રીતાળી ચોપાઈ.

નાટક પાત્રને વેશ સજાવ્યો, હજુ કેમ વિદુષક નાવ્યો,
વીદુ—આવ્યો વેશ રચીને વીચીત્ર, ફરમાવો હુકમ હવે મિત્ર.

સુત્રધાર— ગીતી—લાવણી.

શિવસુત કેશવકૃત હું. "સંગીત લીલાવતી નાટક" ભજવું.
વેશ્યા વ્યસન નિષેધી આર્ય સકળને શિયળ વ્યસન સજવું,
એમાં ખપ છે તારો, સજન હસાવા હાસ્ય વચન બોલી;
માગે શું મહેનતનું, બોલ બરાબર તું અંતર ખોલી. ૪

વીદુષક—ચચપચતા નવ લાડુ, નિત જમવાની ટેવ પડી મારી,
જો મુજને એ મળશે, સુત્રધાર બજાવીશ સેવા સારી. ૫

સુત્રધાર—જરૂર વીદુષક જમજે, સવારમાં સીધું મળશે સારૂં,
રંગે હર્ષ પ્રસંગે, બજાવજે તું ચતુર કામ તારૂં.

વીદુષક—આતે નાટક કે શું ભવાઇ, કૈક વહેમી ગયા વ્હેમ ખાઇ;

સુત્રધાર— ગીતી—લાવણી.

અણુ સમજુ સમજે છે, નાટય કળાને ભવાઇના સરખી;

હશે કાચ કે હીરો, વગર ઝવેરી કોણુ શકે પરખી ? ૭
કવિવર ફીકર ન કરશો, નિંદે છો ખળ ઉત્તમ નાટકને;
શું શેલડી સુકાશે, કરે અનાદર ગરધવ સાકરને. ૮

**વિદુષક—** **ત્રીતાળી ચોપાઈ.**

સુચનાથી નહીં સમજાએ કરો અધિક વિવેચન કાંએ,
**સુ**—વ્હાલીને લાગી કેમ હજુ વાર..............................
**નટી**.........................આજ્ઞા આપો આત્રી ભરથાર ૯
**સુ**—નાટક વરણુન કર્યું સુવિશેષ..............................
**નટી**........................કરૂં આપ પ્રમાણુ આદેશ. ૧૦

શ્રી જગત્ પતિ, પ્રભુ આપ સન્મતિ—( એ રાહ )
**શ્રી સંખેશ્વરા, પ્રભુ ! પાર્શ્વ જીનવરા;**
તેં નિવારી જાદવોની ન્હવણથી જરા—એ ટેક.
અંતરજામી વિભુ ! વિશરામી સમરી શિવપુર સાથ.
વંદુ પદ અરવિંદ વિનયથી, હેતે જોડી હાથ. શ્રી૦ ૧૧
જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં, ઈંદ્રપુરી અનુસાર;
સુંદર **કૌશામ્બી** નગરી કહી, જ્યાં વિધ વિધ વ્યાપાર શ્રી૦ ૧૨
વણીક "સદાફળ" નગર શેઠ ત્યાં તસ સુત **સુમતી વિલાસ"**
"**લીલાવતી**" લલના તેની જે પૂરણુ બુદ્ધિ પ્રકાશ શ્રી૦ ૧૩
અજબ બની આહેરણી આપે ઓઢી કાંબળ અંગ;
તિક્ષણુ બુદ્ધિ થકી તજાવ્યો, સ્વામી વેસ્યા સંગ. શ્રી૦ ૧૪
ગણિકા ઘરથી નિજ ઘર લાવી, કળા કેળવી કંથ;
સુખ વિલસી સંસારતણું, પછી પાળ્યો સંજમ પંથ. શ્રી૦ ૧૫
થયાં દેવતા તેહ દંપતિ, એહનું નાટક આજ;
ભજવું ભાવ ધરી ભગવંતા, જય જય કર્યું જીનરાજ. શ્રી૦ ૧૬

**વિ૦**—જાઉં રાંધવા વખત થયો છે. શેઠ **સદાફળ** ઘેર;
સેંજલદે શેઠાણી સારાં, લાડુના છે લ્હેર. શ્રી૦ ૧૭

**સર્વ પાત્રો—સૌ** સભાજનો ઉપકાર આપનો.

પધારીને કૃપા કરી સ્વધર્મિ સજ્જનો　　　શ્રો૦ ૧૮

( ઇતિ પ્રસ્તાવના )

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સહાકુળ—( રાગ ઇંદ્ર સભાનો—રાજાજી તો સો ગએ. એ રાહ )

પ્રાણુ પ્રિયા સુણુ પુત્ર આપણો, સુંદર સુમતિવિલાસ
નાની વયથી નિપુણુ નિવડયો, અતિ કરી શાસ્ત્ર અભ્યાસ.　૧૯
જેને મન જીન શાસન શ્રદ્ધા, સદ્દગુરૂને સંજોગ;
પ્રતિદિન પ્યારી પ્રભુની પુજા, વિરચે છે વીધી જોગ.　૨૦
સે'—પ્રાણુપતિ અતી પુન્ય ઉદયથી, પામ્યા એવો પુત્ર;
કુળ દિપક એ દીવ્ય દીકરો, શોભાવશે ઘર સુત્ર.　૨૧
મન મોહનના મીઠાં વચનો, સુણી અમરૃત અનુસાર;
એ અલબેલાને અવલોકી, સફળ ગણું સંસાર.　૨૨
સ—જુઠ મુખથી જરી ન બોલે, પાળે હુકમ હમેશ;
સે'—એ રૂપાળો કદી રીસાઇ, કરે ન કિંચીત કલેશ.　૨૩
ભાગ્યશાળી એ ભોગવશે મમ, વૈભવ વીવીધ પ્રકાર;
સ—સ્નેહ ધરીને સદા પાળશે, શ્રાવક કુળ આચાર.　૨૪

સેંજલદે—ગરબી. દીપચંદી ( અબોલા શાને લ્યો છો એ રાહ)

શાશન દેવી કરશે સંરક્ષણુ　　　એ ટેક૦
સ—વ્હાલો લાગે વિનિત વિચિક્ષણુ　　　એ ટેક૦
દોસ્તી નહી દુરીજન તણી દીશે, વ્યસન મળે નહીં વાલ; વ્હાલો૦ ૨૫
પણુ શોખીલો એ સુઘડ ઘણો છે, લાડકડો તુજ લાલ. વ્હાલો લાગે.
સે'—વ્હાલા વાલમ મુજનેછે એ માલમ, વરણાગી કરતો વીશેષ. શાસન
શોખીન દીસેછે પણુ સુત સારો, નવ અપલક્ષણુ લેશ. શાસન. ૨૬
બુદ્ધિશાળી પુન્યશાળી બાળુડો, જીવજો વર્ષ હજાર.　શા.

આંખ્યોની કીકીથી અધિક છે વ્હાલો, જીવનો જીવનહાર; શા૦ ૨૭
સ—ચુઆ ને ચંદન અત્તર અરગજા, અંગ વિલેપે આપ વ્હાલો૦
ઘોડાની ગાડીઓ નિત્ય દોડાવે પુરવ પુન્ય પ્રતાપ; વ્હાલો૦ ૨૮
સે'—આ સરવે એનો પઇસો છે, ખુબ ખરચે ધરી ખાંત; શા૦
થાય ઉચાટ જતાં રજ આઘો, નિરખ્યાથી મુજને નિરાંત શા૦ ૨૯
સ—શ્રી જીન શાસન શોભા વધારશે, થાશે વડો વિદ્વાન; વ્હાલો
સકળ કળામાં કુશળ દીસે છે, મહિપતિ દેશે માન વ્હાલો૦ ૩૦
સે'—એ થશે સુખીયાં આપણ અહા! દીકરો ડાહાપણદાર; વ્હાલો૦
સ—વાત સુપુત્રની વરણવીએ શી, વાણી થશે વારંવાર વ્હાલો૦ ૩૧

મા—( પ્રવેશ કરી ) ગીતી લાવણી.

સાહેબ સમય થયો છે, પધારીએ ભોજન કરવા ભાવે;
સ—બોલાવ જા સુમતીને..................................................
સે'—.........અમને એ વાણુ જમતાં નહી ફાવે; ૩૨
મો—ઉઠો એમને ખાધુ, સ્વારથીઆ સાથે જાશે ફરવા;
સે'—લે ત્યારે આ ઉઠયાં..................................................
સ............અમથા ધાંટા કાઢે શું કરવા ૩૩

## પ્રવેશ ૨ જો.

સુમતિવિલાસ—( ખુશ રહો સનમજા— એ રાહ )

સુણ સજ્જન સંધ્યા સમય સે'લને સારૂ, ફરવા ચાલો ફાંકડા થતું મનમારૂં
ઘોડાગાડીમાં રોજમોજ મારૂં છું,પણ જવું ચાલતા આજ લાલધારૂં છું ૩૪
સ્વા—સાહેબની મરજી એજ અમારી મરજી, આપો અંગરખુ આજ સ્વીકારી અરજી
આવીશું પાછા સે'લકરીને જ્યારે જમવા જાવું છે પછી શેઠજી મારે; ૩૫
સુ—જાજે જમવાને કોણ તને રોકે છે..................................
મો—.......... ..........એટા બાપા આગળ એમાં શું કહે છે
સ્વા—(માથાની ટોપી હાથમાં લઇ) લે આ મુકીદે ફક્કડ પેલાં પ્હેરૂં;
જો—.........આ પ્હેવું ધોતીયું અરે શેઠજી કેરૂં ૩૬
સુ—જાવું છે ફરવા અરે અમારે બેને..................................

મો ...............જોઇતા જોઇએ તો આપ જુતીઓ એને,
જો—જઇ પેલા ઓરડે જુઓ જુતીઓ જડશે, અંગરખુ આનું
આજ પહેરવું પડશે ૩૭

સ્વા—જોડા એ ન્હાના નહી પ્હેરતાં ફાવે.....................
મો—.........................કયાંથી અકરમીના પગમાં એ આવે;

સ્વા—જોડા જોઇએ નહીં પગે ઉઘાડે જઇશું;
શું કરવું શેઠને કાજ એટલું સહીશું ૩૮
જો—હવે. પાન બીડી પણ તમે સોપારી સાથે,
ભભકા મારીને જાઓ શેઠ સગાથે,

સ—અત્તરનું પુમડું આપ્ય કાનમાં ઘાલું, ૩૯
શેઠજી બરાબર બની બજારે ચાલું;

જો—કયમ શેઠ સ્વારથીઆનો વિશ્વાસ કરે છે
એ પ્રપંચી પઇસા પટાવી પેટ ભરે છે;
મો—જોતા જોવાને આજે પાછળ જઇએ,
કરી ખરેખરી ખાતરી શેઠને કહીએ; ૪૦

## પ્રવેશ ૩ જો.

કપટકળા — ગીતી લાવણી.

આમ " કામસેના " નું વિરહાનળથી વ્યાકુળ થઈ યાર;
યાર કીયો ઇચ્છેછે, અંતર રાખે મુજથી શા સાર ૪૧
કા—જાણી તને અજાણી શાણી " કપટકળા " શું પુછે છે ?
નથી સુજતું કાંઇ, રે મુજને સ્મર આતર પજવે છે ૪૨
જે મેં તને બતાવ્યો, કાલ ઝરૂખેથી સંધ્યાકાળે;
એ મન મંદીર આવી, પ્રેમ અગ્નિથી એન મને બાળે. ૪૩
ક—અરે ઓળખ્યો એને, વણિક જાતની સોબત શી કરવી;
આપણ સમ સ્વારથીઆ, યાર કરી ધન આશ નહી ધરવી ૪૪

કામસેના—કાલિંગડો દાદરો. ( બદલ ગયે નેનાં—એ રાહ )
મદન પડયો કેડેરે ( ૨ ) ઘણી ગભરાઇરે મદન એ ટેક

મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કયાંઇરે; મદન
કોક વીચીક્ષણ વીણ વિંહળ હું, તુજ મન ગાંડી ગણાઇરે. મદન ૪૫
જો સ્વપને સંજોગ બને તો, પોઢું પલંગ ફુલ છાઇરે, મદન
પણ પતીવિણ નિંદ્રા નહિ આવે, કાળજડામાં થાય કાંઇ કાઇરે મ ૪૬
કુ—બળાપો ન કર બાળારે (૨) વિચારી કાંઇરે, બળાપો એ ટેક
અઘટીત આપણને આ કરવું, એમાં છે આપણી કમાઇરે; બળાપો
કા—જોબનપુર વિષે જાવાની, સ્વારથ સમજ તણાઇરે. મદન૰ ૪૭

કપટકળા— ગીતી લાવણી.

એથી અધિક રૂપાળા, રાજકુંવર તુજને રાખે રંગે;
સુખ સખી શું મળશે શેઠ સદાફળ તણા પુત્ર સંગે. ૪૮

કા—પીલુ દીપચંદી કહું છું નશીબે દુઃખીયો કીધો છે—એ રાહ)

લાવ્યસખી એને મન લલચાણું એથી અધિક બીજો જગમાં ન જાણું ટેક
મનમોહન મદનેઅલી મુજને, ઘાયલ કીધી છે મન ગભરાણું લા૰
ભમર ધનુષથી કટાક્ષ શરેઅતી, અરરકરયું મારૂં કાળજુ કાણું,લા.૪૯
ચતુર મનોહર ચંદ્ર વદનથી, પ્રેમની ભરતિએ હૃદય ભરાણું. લા.
સુક્ષમ સુંદર સાડી સજુ હું શું, ગમતું નથી હીરા મોતી ધરાણું.લા.૫૦
શું રે કરૂં સખી સંગીત સાજને, વ્હાલા વિના ગમે ગાતું ન ગાણું. લા
રસવતીરસિયાવિના પીરસી પણ, ઝેર જેવું લાગ્યું જરી ન જમાણું; લા.૫૧
હેમ પલંગ હુતાસન સરખો, બાળે શરીર મખમલનું બીછાણું. લા.
તો સુખદાયક શયન સામગ્રી, મન ગમતાથી મદન સુખ માણું.લા.૫૨

( ઝરૂખે જોઈ ) ગજલ ( નારીના કટાક્ષ પાસે—એ રાહ )

જા સખી ઝરૂખે પેલા આવ્યા પ્રાણનાથ,
સમજાવીને લાવ્ય સ્નેહ બાંધું તેહ સાથ;
ચિત હરણ ચતુર વિના પડતું નથી ચેન,
આડી અવળી વાત બધી મુકય મારી બેન. ૫૩
લ બોલાવી લાવું બાઇ હું તારી હજુર.

એ પ્રપંચ પાસ સર્વ જાણું છું જરૂર;
ઘર વેચાવ્યાં કંઇક તણાં પાઇ વિષય વિખ.
ભલ ભલાને ભોળવી મંગાવી મેં તો ભીખ. ૫૪
કા—હાથમાં ગુલાબ છડી ચાલ છટાદાર;
જલદી જા બોલાવ મારો એ હૈયાનો હાર;
સુ—( સ્વગત ) કાંક વાત કહી સખીને, મારી નયણ બાણ,
આવશે બોલાવવા શું હરણ કર્યા પ્રાણ. ૫૫
કુ—રાગ સોરઠ ત્રીતાલી ( પ્રીયા પરદેશમાં રહીઆ—એ રાહ )
ઉપર અલબેલા આવો, સુંદર શા સારૂ તલસાવો; ઉપર એ ટેક
બાઇ અમારી આપ વિયોગી, સુરત ક્રીડા કરીએ સંજોગી;
અધરામૃત આરોગી, ભામીની ભોગી લ્યો લ્હાવો સું—ઉ. ૫૬
સુ—જીલ્લો ત્રીતાલ ( હાલ અપના કહું મે કેસે—એ રાહ )
પ્રેમ વચન શરથી મન વાંધી સ્નેહ સાંકળી સજડ જડીરે;
તીરછાં નયન કરે તન તાણે, પ્રીય ચીત્તવૃતી કેદ પડીરે પ્રેમ.૫૭
આ ગણીકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહી ગોખ ખડીરે;
સત્ય શીયળ નીતી સંહારણ, મદન ફોજ ચોતરફ ચડીરે. પ્રે.૫૮
કાંઇ ન સુજે સજન શું કરવું, આપ્ય સલાહ કાંઇ ઘાટ ઘડીરે;
સ્વા—સાહેબ શું કરવા શરમાઓ, જાઓ સુખે નહી વાત વડીરે.૫૯
(સુમતીવીલાસને તોપણ શરમાતા જોઇને) (ત્રીતાળી ચોપાઇ)
ગારા સમજો તમે શરમાઓ, ભલે વેશ્યા ભવન મહીં જાઓ,
હું તો ખાનગી મીત્ર તમારો, ક્યાંઇ વાત નથી કરનારો. ૬૦
દેશાટનને પંડીત જન પ્રેમ, અતી શાસ્ત્રનું વાંચવું એમ;
વેશ્યા ઘરને કચેરી પ્રવેશ, વધે ચતુરપણું ત્યાં વીશેષ. ૬૧
નીતી શાસ્ત્રે કહ્યું નિરધાર, વેશ્યા સ્નેહમાં શેઠજી સાર;
જો—સાળે આ શું ઉંધું સમજાવ્યું એના લમણામાં જુતું જડાવું. ૬૨
મો—વડા શેઠનું થાય વગોણું, નથી કરવું આ જગતમાં જોણું,
તાલમબાજ વસે છે તમામ, છાનો રે કાઢી નાખશે કામ. ૬૩

વેશ્યાવાડો વટાવીનેજઇએ, લખડ ધક્કે એને પછી લઇએ,
સ્વા:—તમે દોસ્ત મારા જીવજાન, વીંટી આપો આતો મેહેરબાન. ૬૪
સુ— ગીતી લાવણી
હીરાની વીંટી હું, લે આપું જા આંગળીએ ધાલી,
બતાવજે બધાંને, મલકાવી મુખ પંગતમાં મ્હાલી. ૬૫
સ્વાર્થદત્ત— ત્રીતાળી લાવણી.
શેઠ સાહેબ તમને સાબાશ, અમ જેવાની પુરતા આશ;
બલિરાયથી અધિક ઉદાર, ઝટ જાઓ એમાં શો વીચાર ? ૬૬
લાલ આપ કને રજા લઉંછું, થયો જમવાનો વખત હું જઉંછું;
સુમ—ઠીક જાઓ મને કાલે મળજો,
બોલ્યા બોલ પ્રમાણે પળજો. ૬૭
સુમતિ—( કપટ કળાને ) કલ્યાણ દીપચંદી
નાના મારે એની સાથમાં જાવું, એને મુકી ઘેર એકલો આવું.
ક—જાઓ કીહાં શેઠ સ્નેહ જણાવી, બાવરીબાઇ અમારી બનાવી.૬૮
હરણ કરયું મન મુખ મલકાવી, લોચનને લટકે લલચાવી. જા૦
ભરજોબનમાં મમ સખી આવી, ભુરકી નાખી શુદ્ધ બુદ્ધ ભુલાવી.૬૯
ખાન પાન ગુણગાન તજાવી, સ્નેહની જાળે સખી સપડાવી; જા૦
એને અનંગે અતી અકળાવી, સુરત સમુદ્રમાં સજન ડુબાવી.૭૦
સુ—સ્વારથીઓ ગયો સારૂં લગાડી, ઈર્ષા થયે કરે વાત ઉઘાડી;
ક—લાલ ચાલ્યું જતું પ્રેમ લગાડી, આવી કળા ખોટી કોણે શીખાડી.૭૧
મદન અરિ થકી આપ મુકાવી, બીરદ સફળ કરો જીવ બચાવી;
રશિક કુંવર રંગ મેહેલમાં આવી, શાંતિ આપો સુંદરી સમજાવી.૭૨
કા—જંગલો જંજોટી ત્રીતાળ (સજન મુખડા બતલાવોરે—એ રાગ)
પધારોને પ્રિતમજી પલંગેરે રંગ રસ રમીએ રાજ આજ પ્રિત.=ટેક
પ્રિય દરશન દીઠેથી દીલહર, ઉષ્ણ થયું છે આ તન સુંદર;

રોમરાઇ મમ થયાં વિકસ્વર, આવો મળીએ ઉમંગેરે રં. પ્રિતમજી ૭૩
પુરવ પુન્ય પ્રતાપે પામી, તુજ પદ સેવા સુખકર સ્વામી;
વિરહાનળની વેદના વામી, પાતળીયા પ્રસંગેરે, રં૦ પ્રિતમજી ૭૪
પ્રાણ જીવન મમ પ્રાણથી પ્યારા, નિમિષ ન મુકું નાથજી ન્યારા;
કામ અનળ શીતળ કરનારા, આલિંગો અંગેરે. પ્રિતમજી રં૦ ૭૫

## પ્રવેશ ૪ થો.

**સ્વાર્થદત્ત**—ઇંગ્રેજી લાવણી ( છે જન પાલક—એ રાહ )
ગણિકાના ઘરમાં શેઠ ગયા, લોપી નિજ કુળની લાજરે;
શિખામણ દેતાં શ્રીકાર, લાભ મળે નહી મને લગાર,
ઉલટા કોપે અપરંપાર, કદી બગડે મુજ કાજરે. ગણિકા૦ ૭૬
શ્રીમંત તણા ઘરમાં ઘુસી, ખુશામતથી કરીએ ખુશી;
અવળા ચાલે તો તસ ભોગ, શાથી રાખું એનો શોગ;
અહીં મીઠાં ભાષણનો મોખ, સઉંમાં આપું સાજરે ગણિકા૦ ૭૭
હું ગણિકાને ગમતું બોલ્યો, પણ ખરો વિચાર નહીં ખોલ્યો;
એમાં આપણને છે લ્હાણ; વેશ્યા કરશે ઘણું વખાણ;
વળી શેઠને વ્હાલી વાણ અંદા બોલ્યો આજરે ગણિકા૦ ૭૮
**મો**—(પ્રવેશ કરીને) (ઇંગ્રેજી દોહરો) (સુંદરી રીસાવું આમ—એ રાહ)
સ્વાર્થદત્ત સ્વાર્થ તું તો સાધવામાં ઠીક છે
**જો**—( પ્રવેશ કરીને ) ઉભો રહે હરામખોર બોલ્ય શેઠ કયાં ગયા
**મો**—(જરા ધીમે) ફોસલાવી ગર્થ ગાંઠ ગાંઠવામાં ઠીક છે ૭૯
**જોઇતો**—(રીસથી) શેઠને બગાડનાર આ ગમાર માર માર;
**મોદકા**—(ચાળા કરી) આમ છેક શું વિવેક મુકવો તે ઠીક છે ૮૦
**સ્વાર્થ**—પરની શી પડી તમારે ન્હાવા ઉઠવું નથી;
લ્યો હવે જવા દો માર માનવામાં ઠીક છે. ૮૧
**મોદકા**—(રૂપઇયા લઇ) તમને અમને કાલ અંગ વસ્ત્ર એ અપાવશે;
ડાટી વાત ભ્રાત આમ રાખવામાં ઠીક છે ૮૨

જો—અડાની એક બે જડાવી પૈલી વીંટી લે પડાવી;
સ્વા—(સ્વગત) એકલો અહીંયું વીંટી આપવામાં ઠીક છે ૮૩
સ્વાર્થ.ત્ત— ગીતિ લાવણી
આ લ્યો બક બક મુકો, કાલે તમને કરાવશું રાજી;
જેમ થાય તેમ જોવું, ઘેર જશો જો કરશો પત્તરાજી ૮૪
ભોગ શેઠના ભાઇ, ઉજાગરો શો એમાં આપણને;
સ્નાન સુતક નહી આવે, દિલમાં વિચાર લાવી ડહાપણને ૮૫
ખુબ ખુશામદ કરીએ, આપ ઉદર ભરવાને ધન હરવા;
નિજ સ્વારથ મુકી ને શિક્ષા દેવી જઇએ શું કરવા ૮૬
જો—આવાની સોબતમાં, બહુ છોકરા શ્રીમંતના બગડે;
સ્વા—મુકય જવું જમવાને અરે નકામો કેમ મને રગડે ૮૭
જો—ઠીક ઠીક આગળ થા, હું સેથી નહી તો પુજા થાશે,
મો—દુધપાકને પૂરી જરૂર જમાડું ચાલ્ય શેઠ પાસે ૮૮

## પ્રવેશ ૫ મો.

સેજલદે—( મારી બાઇરે દાડલા કેમ લીજે )—એ રાહ
અમી સાંજનો ગયો સુમતી સ્વારથીઆની સંગે;
સહાફળ—અડધી ગઈ પણ હજુ ન આવ્યો આભુષણ છે અંગે,
આવો કયાંથી તનુજ તારો..................................
સેજલદે—..................મારો રોયો સ્વાર્થદત્ત નથી સારો
સ્વાર્થદત્ત-(નેપથ્યમા).........મને શાથી વગર વાંકે મારો ૮૯
સેજલદે—બહાર સાદ સ્વારથીઆ જેવા.......................
જોઇતો—( નેપથ્યમાં )...................હેંડ હેલી માંહે,
સેજલદે—જોઇતો પણ સાથે છે સ્વામી.......................
સ્વાર્થદત્ત—( નેપથ્યમાં )....................મારે મોડું થાએ
મુકો જવું છે જમવાને.......................................
મોહકાનંદ—............હજુ માર્યા વિના તું અલ્યા નહી માને

સ્વાર્થદત્ત—ચાલો આવું છું ધક્કા મુક્કા મારો છો શાને (પ્રવેશ કરતાં) ૯૦
સહાફુળી —અરે એકલો તું આવ્યો ને કે'ને સુમની ક્યાં છે ?
મોહકાનંદ - ભુંડા ગધેડા તારા મુખથી ગણિકાના ઘરમાં છે;
સેજલદે—જુઠું શું બોલે છે જા જા..........................
મોહકાનંદ—.................હજુ રહ્યાં શેઠાણી તમે તો રાજા,
જોઇતે.—મુકી મુકી ચુકીને કુળની માઝા.....................૯૧
મોહકાનંદ—નિજ સ્વારથ સાધન સ્વારથીએ નીતિશાસ્ત્ર બતાવી;
કામસેનાની કને મોકલ્યા ભોળા શેઠ ભમાવી
સહા-સેજ—અલ્યા એવું તે હોય જા જા................૯૨
જોઇતો-મોહ-અરે તમારા પગના સોગન, વાત છુપાવા માટે;
આ વીંટી સ્વારથીએ લીધી, અમે પડાવી વાટે,
પુંઠે ગયા ના નહી માનો ?..............................
સ્વારથદત્ત—........વહી ગયો વખત મારો જમવાનો,
સેજલદે—કે'ને સાચું માર પીટયા તું રહી છાનો.......... ૯૩
સ્વારથદત્ત— ગીતી લાવણી
વાઘણ મૃગને ઘેરે, એમ શેઠને ગણિકાએ ઘેર્યા:
શું મારૂં ત્યાં ચાલે, પ્રેમ પાસમાં પડયા કામ પ્રેર્યા ૯૪
સહા —સોગત તું સુમતિની, કદી કરીશ નહી સારૂ તને કહું છું.
સ્વા—વાંક નથી કાંઈ મારો..................................
મો—....................રોઝ તને હું રોજ ડામ દઉં છું. ૯૫
સ—અરે ઘણું મેં આલ્યું ગરીબ ગોલા પણ તેં ઘર ઘાલ્યું;
જા કર તારૂં કાળું.........................................
મો—... ............ડોળ બેસવાનું કાપ્યું ડાળુ ૯૬

## પ્રવેશ ૬ ઠો.

કામસેના—તાલ દીપચંદી ( મોહોલે પધારો—એ રાગ )
મારો પાવન કરીયો પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી,
રમ્યા રસીક રસીકાથી રંગ વિરહ દુઃખ વ્હાલા વિદારી;

આજ ઉપજી સીતળતા અંગ મને સ્વામીનાથ સ્વીકારી એ ટેક
પ્રેમ હીંચોળે હીંચીઆ, સ્વામી દાસી સાથ;
મન માન્યું સુખ માણીયું હેતે ઘાલી ગળામાં હાથ પ્યારા૦ ૯૭
ચંદન તરૂ ચિતહરતમે હું વ્હાલા થઇ વેલ
વૃદ્ધી પામી વળગતા સ્નેહ શેલડી રસથી સીંચેલ પ્યારા૦ ૯૮
શરદ રૂતુ સોહામણી પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લહેરમાં વ્હાલા વીલસો છો વીવીધ વીલાસ પ્યારા૦ ૯૯
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કોક કળાને કેળવી રમી રસીક કરો રંગ રેલ પ્યારા૦ ૧૦૦
તન મન ધન અર્પણ કરી રંજન થઇ દીન રાત;
હાજર રહીશ હજુરમાં પ્રભુ અત્તર પુરૂષ ભ્રાત તાત પ્યારા૦૧૦૧

સુમતીવિલાસ— કાલિંગડો કુમરી.

પ્રીયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી —એ ટેક૦
સુંદર વદન સરોવર અંદર નયન કમળ છબી ન્યારી૦ પ્રીયા૦
તું કોમળ કેમ કાળજું કાપે મારી કટાક્ષ કટારી૦ પ્રિયા૦ ૧૦૨
ગાલ ગુલાબીએ બિંદુ બીરાજે મૃગ મદનું મનોહારી૦ પ્રિયા
મંદ હસી મમ મન તેં હરિયું અમૃત વચન ઉચારી પ્રિયા૦ ૧૦૩
કનક કળસ કુચ કંચુકી કસીયા સ્પર્ષ સદા સુખકારી; પ્રિયા૦
નિરૂપમ નારી તને નિરમાવી ઉર્વશી ગર્વ ઉતારી; પ્રિયા૦ ૧૦૪
રોજ રહીશ તુજ સમીપ રસીલી સજ્જન સબંધ વિસારી૦ પ્રિયા૦
હાલ પિતાજીની પાસે જવાની વૃત્તિ કરી છે વિચારી; પ્રિયા૦ ૧૦૫

કામસેના— ( દાદરો કાન્તા કેમ થશે—એ રાહ )

નાથ નવ કરો વાત ઘર જવાનીરે વિરહ લાહ્ય શું વેઠાય;
નહીં જવાય લાગું પાય દાસી છું સદાનીરે નાથ૦ ૧૦૬
પ્રેમનો ઝરો તક મળી પીવાનીરે સ્વામી સંગ રમવા રંગ;
આ પ્રસંગ છે ઉમંગ જાય છે જુવાનીરે નાથ૦ ૧૦૭
સુ—ફીકર પરહરો મારૂં વચન માનીરે જાઉં ધામ લેઇ દામ
કરીને કામ આવું આમ શું પછી કહેવાનીરે ફીકર૦ ૧૦૮

ધીરજ મન ધરો તજી દઈ દીવાનીરે, મોહઆણુ, પકડી પાણ;
વિનય વાણી, લાવે તાણી,
કા— વખત પહોડવાનીરે; નાથ—૧૦૯

## ગીતિ.

કા—વિરહાનળથી બળતી, મુજને મુકીને નીજ ઘર જાવું;
ભોગી ભલે પધારો, ખચીત મારે આજ નથી ખાવું. ૧૧૦
સુ—ચતુર વિચક્ષણ ચતુરા, ઘટે નહિ તારે ઘેલું થાવું;
તારા હું સમ ખાઉં, હરિણાક્ષી હમણા જઇને આવું. ૧૧૧

## પ્રવેશ ૭ મો.

જો—ભોપાળી કલ્યાણ—દાદરો—આઇ વેરી ગુડ ( એ રાગ )

ભાઇ પટારો કેમ ઉઘાડયો, જોઉં કુંચી બેસારી કેઇ,
સાહેબ બાપા બહાર ગયા છે, શું ? ધુંજામાં ઘાલ્યું લેઇ.
બધું ઘરેણું ક્યાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ. ૧૧૨
સુ—ચબાવલા તું ચઢી ગયો છે, પરની તારે શી પંચાત;
બસ બસ તારે નહીં બોલવું, હમણા પાછળ પડશે લાત. ૧૧૩
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર,
આળ્ય રાંડના હવે અડાતા, બંદા તો આ ચાલ્યા બહાર. ૧૧૪

## ગીતિ.

સદા—સુમતિ વિલાસ સાથે, કરે ધમાધમ અરે આમ શાથી;
જો—આ તાળું ઉઘાડયું, હાર ઘરેણું ગયું મજુસમાંથી. ૧૧૫
સ—બનઝારો—પ્રીય મીત્ર વીનો હો ભાઇ—( એ રાહ )
પ્રજળે મારૂં મન પ્યારી, નીરખી સુત ચાલ નઠારી;
સે'—મેં વાત પ્રથમ નહી માની, પણ છેલાઇ નવ રહી છાની
થઇ ખરી ખાતરી મારી, નીરખી સુત ચાલ નઠારી; ૧૧૬
સમજી એને મેં સારો, કરીયો નહીં કદી દુંકારો,
એ ભુલ થઇ છે ભારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૧૭

સ—વ્હાલી તેં અધીક વખાણ્યો, અંદેશો અલ્પ ન આણ્યો;
પણ સોબત મળી ન સારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૧૮
ઉઘાડી પુત્ર પટારો, ટંકાવળી હાર તમારો;
કર્યો હરણ રહ્યો હું હારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૧૯
સે'—શી રીતે હું સમજાવું, રે ઘડપણમાં ગભરાવું;
જેમાંથી થશે જુગારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૨૦
કિંચીત કહેતાં કોપે છે, લજ્જા કુળની લોપે છે;
સૌ વિનય વિવેક વીસારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૨૧
સદા—પેઢીમાં કદી ન પેસે, એ ઘડી મમ પાસ ન બેસે:
જાય નિત રમવાને જારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૨૨
કંઇકે ધન મિલકત મેલી, હરાજ કરાવી હવેલી;
નજરે જોયું મેં નારી, નીરખી સુત ચાલ નઠારી. ૧૨૩

## પ્રવેશ ૮ મો.

કામસેના—ખમાચ જીલ્લો દાદરો: આવત મોરારી ( એ રાહ. )
વાલમ આવેરે (૨) આલી જેને આ આનંદ કંદ,
નંદ નંદ મંદ મંદ હસી હસાવેરે. વાલમ—૧૨૪
ચંદ્ર વદન મદન મોહન નયન નીજ નચાવે.
ચતુર ચીત ચળાવે ઇશક અણીયાંચી લગાવે.
તાપ સઉ સમાવે ભેટું ભાવેરે. વાલમ—૧૨૫
સુમ—(ખમાચ જીલ્લો પંજાબી, સૈયાં છોડદે મોરી બૈયાં એ રાગ)
પ્યારી તું છે જીવન મારી, પ્યારી— ટેક.
લે આ હાર અમુલખ આપું કોકિલ કંઠે ધારી: પ્યારી—
તુજ તન વનમાં મમ મન મૃગલું, અથડાતું અતીચારી પ્યારી—
કા—નહી ડર ઉર ગીરી ઉપર ફરે છે, સર્વ વીવેક વીસારી પ્યારી—
સુ- નાજુક ઉપર નયન બાણ શું, ફેંકે મદન શીકારી પ્યારી—
વેણી નાગણનો ડર મુકી, ભટકે પણ ભય ભારી. પ્યારી—

કુ—કહળી જંઘે કોમળ મૃગને પા પ્રીતી રસવારી; પ્યારી—૧૨૬
કા—પ્યારા છો મન મોહન મારા પ્યારા— ( એ ટેક )
પીશે પ્રિતમ વદન બાગમાં, છે અધરામૃત કયારા, પ્યારા—
કુ—જાય ચાય ત્યાં ચતુર નથી ડર, મારગ સકળ સુધાર્યા, પ્યારા—
આ તન વન સુંદર મન મોહન, નાવે ચોર નકારા. પ્યારા—
કા—મમ વૃતી હરણીથી હરણે, સઘ મનોરથ સાર્યા, પ્યારા—૧૨૭
સુ—ખમાચની કુમરી પંજાબી પ્રીય બીના જીયા મોરાં (એ રાહ)
મારી પ્યારી આ તમે ઉઠીને મુકો ડીક. ( એ ટેક )
લાવતાં ઘરેણુંરે જોઇતાએ તો જાણ્યુ રે,
તાણ્યું તેણે તોય આણ્યું અડાવી અધીક - મારી ૧૨૮
ખાધા હશે ચાડીરે, ઠેઠ હું પહોંચાડીરે.
હમણાં આવું જાવું જોઇએ, બાપાજીની બીક. મારી—૧૨૯
કામ--જોગીઆ આશા ( જફા હો સીતમકો એ રાહ )
અરે પ્રાણ પ્યારા તજીને મને, હજી શું જવું છે પીતાજી કને.
સુ—સમજતી નથી તું જરા સુંદરી, અરે આંખ આંસુ થકી આ ભરી
કા—છબીલા પતી છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી,
સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ન થા સત્ય બોલું સહી;
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત વે'પારમાં ચોટતું,
કા—મને પ્રેમ ઓછો દીસેછે;પતી, બીજી કોઇએ શું બગાડી મતી,
સુ—અરે વ્હાલી તું આમ આ શું વદી.......................
કા—..............................પધારો પલંગે જવાશે કદી.
તમે આમ બા'નાં બતાવો નહિ, રસીલા વીના હું શકું શું રહી ૧૩૧

## પ્રવેશ ૯ મો.

સેજલદે-( દીપચંદી ) કુવરી કુંવર મારા લાડકાં એ રાગ.
સ્વામી શરીર સોસાઇ ગયું, આમ કરતાં ઉચાટ,
માધવથી મટતા નથી, લખ્યા લેખ લલાટ સ્વામી—૧૩૨

સદ્‌ગુરૂથી સુધર્યો નહીં, સુણી સદ ઉપદેશ;
સ્વારથ દત્તની સોબતે. વંઠયો પુત્ર વિશેષ. સ્વામી—૧૩૩
હાજીઓ હાજી હાજી કરે, કરવા માલ હરામ.
એણે ઉત્તેજન આપીયું, જવા ગુણકાને ધામ. સ્વામી—૧૩૪
ભણવુંને ગણવું ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જતો નથી જીન મંદીરે, વળી તજીયો વે'વાર. સ્વામી—૧૩૫
ઢાંકયું રહયું નહી ઢાંકતાં કર્યો વેશ્યાએ કેર,
એક દીવસ અઠવાડીયે આવે આપણે ઘેર. સ્વામી—૧૩૬
સદાફુળ—શાને રડે છે તું સુંદરી, સમજી શાસ્ત્રનો સાર;
અમને શીખામણુ આપતાં, આ શી આંસુની ધાર. શા.—૧૩૭
ધરમ નીતિ તજતાં થકાં નહી ધમકાવ્યો નામ,
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ. શા.—૧૩૮
સંસારમાં સુત સુંદરી છુટા મુકતાં છેક. શા.—૧૩૯
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતા વીશેક. શા.—૧૪૦
ખાલી થયે ધન ખાનગી માગ્યું મુનીમની પાસ;
વિલંબ થતાં વઢયો તે થકી, એથી મુનીમ ઉદાસ. શા.—૧૪૧
નિંદાય છે નાત જાતમાં, લુચ્ચો કહે એને લોક;
હલકો પડયો સગાં વ્હાલામાં વીવાહ કરશે શું ફોક. શા —૧૪૨
હાડી વીના ગયો હાથથી, હવે કરવું શું હાલ;
તે તો નથી મને સુજતું, બધો બગડયો છે તાલ. શા.—૧૪૩

સે'— ત્રિતાળી ચોપાઇ,

ભલે આવ્યો આ અવસર ભાઇ, સાંભળે તો તને કહીએ કાંઇ.
સુ—મારૂં માથુ માડી નીત ફોડો, એથી ઘરમાં આવુંછું હું થોડો,
હમણાં કરશે મારા બાપા બકવા, એતો નહી દે મને અહીં ટકવા,

બોલ બોલી કરો છો બેજાર, બાપા આ ચાલ્યો હું મારે બહાર.
સે—શું તું આમ કરે છે તે સારૂ, નથી આપણે તો નારૂ કારૂ;
ડાહ્યો થઇને શું થાય છે ગાંડો, છોકરવાદી મોટા થયા છાંડો
જક કરવી શી હવે હાણા જવાશે, જરા બેસ તારા પીતા પાસે;
સુ—મુકી દેને માડી છેડો મારો, નથી મુજ સમ બીજો નઠારો. ૧૪૫
નથી રોકયો રહેવાનો તમારો, હા હા જઉં છું ત્યાં તો હું જનારો.
બુદ્ધિ બગડી બુઢ્ઢા થઇ બાઝો, તમે મારો મુકાવ્યો મલાજો,
સ—પથ્થર જથ્થર વથર કેમ બોલે.................................
સુ—.............................વારૂ છો રહ્યા પથરાની તોલે.
પણ તમને ઉઘાડું જણાવું, આવું દેખી હવે નહી આવું. ૧૪૬

## ગીતી લાવણી.

સે—આમ મને અપમાની, ઉઠયો આપણા કુળમાં અંગારો;
હાય હવે શું કરવું, જશે ઝુંતાં જન્મારો મારો. ૧૪૭
સ—અરજ કરી રાજાને, તજાવશું વેસ્યાનું ઘર તેને,
ઉપાય છેલ્લો એ છે, મારા સમ છે તું રડતી રે'મે, ૧૪૮
સે—નથી સુજતું સ્વામી, અરે લોથ વાળી તેં જગ લાંડી,
જો—વખાણુ વેળા થઇ છે, ઘણી વારથી આવી છે ગાડી. ૧૪૯

પ્રથમ અંક સમાપ્ત.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ—( સોરઠી ગઝલ—ડુબ્યો આજ તાપ વિતાપમાં એ રાહ )
આજ આવી રાજ હજુરમાં, કરજોડીને કરૂં વિનંતી ( એ ટેક )
એક કામસેના વેસ્યા અહીં, સાચી શતરૂ તે તો મારી સહી,
રાત દિન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતી આજ. ૧૫૦

કુળમાં કુલંક કપુતથી, અમને જરા ગાંઠતો નથી,
એથી આપને કરૂં અર્જ, આ મુકી ભેટણું પદ ભુપતિ– આજ.૧૫૧

હુકમે અમારી પીડા હરી ગણિકા કનેથી કૃપા કરી,
અમ પુત્ર આપ અપાવીએ, થાઓ રાજની ચડતી રતી આજ.૧૫૨

**કનકસેન**—( ભરથરી ભ્રાતા વિચારીને તમે- એ રાગ )
સુણો નગર શેઠ (૨) સૌ સાંભળી વાત તમારી,
રાજનીતિની રીતથી અંતરમાં અમે ઉતારી. ૧૫૩

પરનું ખેતર (૨) જો ઢોર આપણાં ખાયે,
ક્ષેત્ર ધણીને શેઠજી શિક્ષા શી રીતે થાયે. ૧૫૪

કોઇ ઘર વેચી (૨) બાવો બની વટલી જાએ,
રાજ તરફથી તેહને કહો શી રીતે રોકાએ. ૧૫૫

વળી મુર્ખ મનુષ્ય (૨) નિજ મનની મેજે મરશે,
અપરાધી એ વાંકનો બીજો શી રીતે ઠરસે. ૧૫૬

તમ પુત્ર એમ (૨) વેસ્યા મંદિર જઇ વશિઓ,
કેમ કરીએ એને અમે જો હાડ શ્વાન સમ રસીઓ. ૧૫૭

વળી ગુન્હા વગર (૨) ગણિકાને નવ દંડાએ,
કરીએ શું તેને કહો જે ચાલે નિજકુળ રાહે. ૧૫૮

તમ શરમ થકી (૨) ચાલો ગણિકાને ઘર આવુ,
મારૂં જોર નથી જરા જો સમજે તો સમજાવું. ૧૫૯

**સચી**—વેસ્યા મંદિર (૨) સ્વામી શા માટે જાવું,
હુકમ હજુરનો હોય તો એને અહીંયાં બોલાવું. ૧૬૦

**કન**—ના ત્યાં જઇશું (૨) અડચણ એને નહિ કરવી
જાતે તરદી લેઇને હરકત શ્રેષ્ટિની હરવી. ૧૬૧

**સદા**—મહારાજ કૃપા (૨) નિજ પ્રજા ઉપર રાખો છો,
ગરીબ તવંગરને સદા ઇનસાફ અદલ આપો છો. ૧૬૨

**વિદૂ**—એક છે અરજી (૨) મહારાજ તણી શી મરજી;
**સચી**—ભલેવિદુષક છે હુકમ ખુશ સરવ કચેરી કરજી. ૧૬૩

વિદુષક. ચાબખા

અરજી સાંભળોને સરકાર મુજને ગાંઠતી નથી ઘરનાર. (એ ટેક)
અગીયાર વાગે ઉંઘમાંથી ઉઠી, તરત તડકે જાય;
દાતણ કર્યા વિના મોધરીને મુળા ખોળામાં લેઇને ખાય. અ૦૧૬૪
વાંકું ચુંકું બોલી વઢવું ને રડવું, કુઅડ રાંડને રોજ,
ઘરમાંથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ. અ૦૧૬૫
પાડા પાડોશીને ડોશી ડોસાથી, લડી ચુકી લાખવાર,
પોતાના બાળકને નિત્ય બઝુડે મારે મને પણ માર. અ૦ ૧૬૬
રાખના ઢગલામાં ફેરાં પડયાં જેવું, રાંડના મોઢાનું રૂપ,
ભુત ભડકામણી મારે કુભારજા, ભડકી મરૂંછું રે ભુપ. અ૦ ૧૬૭
સુગરીના માળા સરખું છે માથું, વેંત વેંત લાંબા વાળ;
ખણુતાં જુવોના ટોકળા ખેરવે, પરસેવાની પડનાળ. અ૦ ૧૬૮
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહૂ,
અંગે ઓધરાળાને લુંગડાંમાં લીખો મારવાડ કેરી મઉ. અ૦ ૧૬૯

સદા—(સ્વગત) ગીતી લાવણી.

કૃપા કરી મ્હારાજા, અપાવશે મૃત વેશ્યા પાસેથી
આજ સાસરે એને, ખરે પત્ર હું લખું ખુલાસેથી. ૧૭૦

## પ્રવેશ ૨ જો.

સુભાગા— (ત્રીતાળી ચોપાઇ)

સ્વામી મારા તમે શિરતાજ, એક વિનતી સાંભળો આજ,
બુદ્ધિશાળી લીલાવતી બેની, વરવા યોગ્ય ઉમર થઇ એની.
લખ્યા પત્ર વેવાઇને વ્હાલા, એકેએ વાંચી ગાદી તળે ઘાલ્યા;
ચડયો ગરવ હાહા કરી જેમ, નથી ઉત્તર આપતા કેમ. ૧૭૧

શો—આજ પત્ર વેવાઇનો આવ્યો, જુઓ કેવો વિચાર જણાવ્યો;
લખે છે કે લગન તમે લેજો, પછી પત્ર લખીને પાઠવજો.

વાંચીને અમો વિવા' આદરશું પછી કામ બીજું બધું કરશુ;
હવે કાલ જોશીને બોલાવું, રૂડો લગ્ન દિવસ લેવરાવું. ૧૭૨
પછી પત્ર વેવાઇને લખાવું, જશ લેવાને જાન તેડાવું,
મોટી મંડપ રચના રચાવું, મુકી ઝાલર છાટ જડાવું;
હાંડી ઝુમરૂખ તકતા બંધાવું, ઘણા મુલ્લા ગલીચા બીછાવું.
જાનની સાથે નાત જમાડું, પ્રિયા હુંશ તારી પુરી પાડું. ૧૭૩

## પ્રવેશ ૩ જો.

કામસેન—ગઝલ ( હમતો આશક એ રાહ )
કર્યું મમ ઘર પવિત્ર આજ પધારી પ્રભુ;
નમું નર વર લુંડીની લાજ વધારી પ્રભુ. કર્યું૦
સચીવજી સાથ કૃપાનાથ મોટી કૃપા કરી;
હાજર હજુર છું ગુલામ થનારી પ્રભુ. કર્યું૦ ૧૭૪

સચીવ—(રાજાની સુચનાથી) દાદરો—સમાલ તેગ અદાકો—એ રાહ
આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી, રે જરા વિચાર. કરી.
વારાંગના વિચાર કરી આપો શેઠ આ પુત્ર આ વખત વિચાર કરી.
પ્રાયે કપટી હોય વણિક તણી જાત ખરી,
સોબત સ્વારથીઆની કરવી તો વિચાર કરી. રે જરા—૧૭૫
પીકદાની સમ પવિત્ર વણીક મીત્ર વરી,
અડયું એ વિના રહ્યું શું કો', વિચાર કરી. રે જરા—૧૭૬
પાછી લ્યોને તમે આ સોનઇયા ભેટ ધરી;
માનો મહિપતિનું વચન શું વિચાર કરી. રે જરા—૧૭૭

કામસેના—( ક્રોધમાં સુણો દીલ્લી તખ્ત ) એ રાહ.
સુણો સચિવજી ચતુર સુજાણ, છબીલો છોડનારી નથી રે. ટેક.
પ્રથ્વીનાથ માગે તો આપું હું પ્રાણ છ૦

પ્રેમ ગાંઠ બાંધી છે કરી પ્રયાસ છ. તમે તોડાવો છો શું બનાવી ત્રાસ.છ.
મનગમતાથી મોજ ન મુકાય, છ. જીવ જતાં સુધી જુદું ન પડાય. છ.
આવું અઘટીત ઉચારી વચન, છ. મોટી હોળી સળગાવી મારે મન છ.
મહારાજ મહેર કરી કરો માફ, છ. આવો અવળો થશે શું ઇન્સાફ. છ.
તમે શીફારસ કરી હશે શેઠ. છ. વેશ્યા પાસે લેવા આવ્યા હશો વેઠ છ.
નહીં નહીં આવે આપને આવાશ છ.મુકી દોને મૃગતૃષ્ણા જેવી આસ છ.

સદાકૃળ –( ગરીબાઇથી , ચીતી લાવણી
અરે હવે શુ કરવું, પુત્ર વીજોગે ઉપજે પરીતાપ;
પાંચ દીવસ પરણાવા, કૃપા કરીને અપાવીએ આપ. ૧૭૯

સચીવ—( રાજાએ દ્રષ્ટિ દ્વારાએ હુકમ કર્યો તેથી )
પુત્ર શેઠને સોંપો, રાજ હુકમને તમે માન આપી;
મન પસ્તાવું પડશે, આ જો છેલી આજ્ઞા ઉથાપી. ૧૮૦

કા—હજુર હુકમ ઉઠાવું, પણ જો અવધી ઉપર દીન જાશે;
તો મમ મૃત્યુ થાશે, જો જીવન ટકશે પરણી પાસે. ૧૮૧

રા—જાઓ શેઠજી શાણા, પુત્ર આવશે પ્રેમે પરણાવો;
ઘર મંગળ ગવરાવો, લક્ષ્મી વાપરીને લેજો લ્હાવો (જાય છે) ૧૮૨

---

# પ્રવેશ ૪ થો.

સ— ( નારીના કટાક્ષ પાસે એ રાહ )
પ્રાણ પ્યારી લગન આજે તેં વધાવી લીધ,
પુન્યના પ્રતાપે થયું સકળ કામ સિદ્ધ;
જાન માંહી મંત્રી પ્રમુખ આવશે જરૂર,
પરણીવીને પુત્ર જઇશું શેહેર સારંગપૂર. ૧૮૩

સે—પ્રાણનાથ પુત્ર લગ્ન કરી હર્ષ ભેર,
જાન જોડી લીલવતી લાવું આપણે ઘેર.
"બાઇ" કહી પુત્ર વધુ પડશે મારા પાય;
પૂજ્ય ગણી આજ્ઞા મારી પાળસે સદાય. ૧૮૪

સ—"લીલાવતી" વિનય વતી સાંભળી વિશેષ.
હર્ષ સહીત નીતી શાસ્ત્ર વાંચતી હમેશ;
ચાલે સદાચરણે શ્રદ્ધા ધર્મની અપાર:
અવળી થઇ આચરે ન કદી અનાચાર. ૧૮૫

સે—આહાહા ! ! એવી કુળમાં વધુ પરણી લાવે પૂત્ર,
શોભાવશે આવીને એ આપણું ઘર સુત્ર.
માંડવામાં બઇરાં ઘણીવાર થકી ગાય,
લ્હાણી આપી સરવને હવે કરૂં વીદાય. ૧૮૬

---

## પ્રવેશ ૫ મો.

ગાનારીઓ—( સુંદર વરની સુંદડી—એ રાહ )
લીલાવતીએ લખી મોકલ્યો, કાગળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચીત થયુંરે, વરવા સદગુણી સુમતી વિલાસ
વ્હાલા વ્હેલા આવજો. એ ટેક.

જો—નથી થયુંરે પોકળ શું પ્રકાશ, લાલા ચાલો લગનમાં. એ ટેક.

મો—ભોજન પટીની આપણે આશ, લા. ટંકે સાત લાડુનો સમાસ

ગા—શરદ પૂનમની પદમણીરે, ઝાંખી જોબનવંતી જેમ;
દીનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ.

જો—નથી જાણતી ગુણકાથી પ્રેમ. લાલા.
મો—ક્ષુધા અગની થશે ટાઢા હેમ. લાલા ૧૮૯
ગા—પરણીને સર્વ પ્રકારનારે, પૂરણ કરશે કોડ,
રામ સીતા સરખી થશેરે, જાણે "રતી" રતી પતી સમ જોડ,
જો— પણ મોટી ખોટી એક ખોડ.
મો—મૂકી દેને ફોકટ માથા ફોડ. લાલા.
જોઇતા જમજો જલેબી સજોડ, જઇએ ઝટ જાનમાં. ૧૯૦
( સેંજલદેને ખારેકો વહેચતાં ગાના ગેંદ ગજરો ગાય છે )

---

## પ્રવેશ ૬ ઠો.

કો—અમે તો જાનમાં આવ્યાંરે, અમે આ સારંગપુર શહેરમાં ફરીએ,
લાલ સાહેબની જાનમાં આવ્યારે, અમે—એ ટેક.
પેંઠની પાઘડી રેશમી ધોતીયું, શેઠની ઓઢીએ સાલ,
ભભકો લાડુ ભટનો ભાળો, વાંકડા મુછના વાળ અમે૦ ૧૯૧
વાર લાગી ગઇ આટલી બધી, પેટ-ની કરતાં વેઠ;
દખણા લેવા દોડીએ અમે, પરણી ઉઠયા શેઠ. અમે૦ ૧૯૨

---

## પ્રવેશ ૭ મો

સુભ—( પ્રથમ ગણપતીને લાગું પાયરે એ રાહ )
આજ આનંદ આપણે ઘેરરે, ઉજળો અવસર આવ્યો લીલા લ્હેરરે,
વાજ્યં વિવિધ પ્રકારનાં વાજેરે, જેના નાદથી અંબર ગાજેરે. ૧૯૩
લીલાવતીને લાયક વર મળીઓરે, આજ આંગણે સુરતરૂ ફળીઓરે

માથે મોતીનો મ્હોડીઓ ઘાલીરે, જમણે હાથે રામણ દીવો ઝાલીરે.
ગાતી વાતી સહીયરસાથે ચાલીરે, મોટી હુંશે હુંતો વિવાહ મહાલીરે,
નાણું વાવરવાનું આવ્યું ટાણું રે, જુગતે નાક જમાઇ તણું તાણ્યું રે.

**મોટા મોટા વેવાઇના છે ડાળારે. એ રાહ.**

મો– ચાલો ગોત્રજને પગે લાગોરે.........................
સુ—...............................વરના વાંસામાં પાપડ ભાગો.
મો—હવે દક્ષણા અમને અપાવો.........................
જો--......................પોચા પારેખ આને પતાવો. ૧૯૬
સખી જોયું જમાઇ મુખ ચંદ, આજ પુંખતાં પરમ આણંદ.
કન્યાદાન ઉમંગથી કરીયું, આપી વાહન ધન દીલ ઠરીયું. ૧૯૭
કોડે ચોરીમાં પીરસ્યો કંસાર, ઘણા હેતે કરી ઘૃતધાર;
મો—જોડું અવિચળ રહેજો સદાયરે જુગતે જાનને કરજો વિદાય. ૧૯૮

---

# પ્રવેશ ૮ મો.

## ગાતી.

સુગુ—લંલાવતી સાહેલી, કાલ જવાની શું તું સાસરીએ,
લી—સુગુણમંજરી સારૂં, બોલ્ય ગીત ગાઈ ગમ્મત કરીએ. ૧૯૯
સુગુ—( હીંચોળે બેશી ) સારૂં સારૂં રે સુરત શહેર--એ રાહ.
સહીયર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ,
એ વિણ નિગુણા નર નાર, તન મનથી તજીએ. એ ટેક ૨૦૦
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડો પતંગ સમાનરે;
સુજશ શરીર સળગાવી મુકે, કંઇક નફ્ટ નાદાન.

અવર અખંડીત અંગ અનુપમ, નહી મળે એક નાકરે.
શિયળ વિના એવા સદ્દગુણ સૌ, જીમ સોમલ સંપાક. શિયળ૦
વ્યભીચારીને સૌ, સંસારી, કરે અધિક ધીક્કારરે,
પર મંદીર પકડાતાં પડીઆ, મોટા જનને માર. શિયળ૦ ૨૦૨
જાર કરમથી જેહ જગતમાં કરે કલંકીત કુળરે;
અકલમાં અંગારા ઉઠયા, ધરમ કરમમાં ધુળ. શિયળ૦ ૨૦૩
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચે ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ. શિયળ૦ ૨૦૪

## ત્રીતાળી ચોપાઇ.

સુ--બેન બેસજો પાણી પી આવું....... ..... ...............
લાલબા—...............ભાભુ હમણાં જરા જઇ આવું;
સુમ—( લીલાવતીના ચીરનો પાલવ પકડી હીંચોળે બેસતાં. )
બેશ બેશને કેમ બીહે છે, કોઇ બીજુ નથી તું શું કહે છે. ૨૦૫
લી--હમણાં આવશે મારી સાહેલી, લાલબા મુજને ગયાં મેલી.
સુ--અહીં કોઇ નથી આવનારૂં, આમ શરમાવું એ નહિ સારૂં.૨૦૬

## ગીતી. ( નેપથ્યમાં )

સે--સુભગા વેવાણુ આવ્યાં, લાલ બોલ્ય કયાં ગઇ ભાભુ તારી;
લી—મુકો પાલવ મારો, મને જવા દો, મા આવ્યાં મારી. ૨૦૭
સુ--( સ્વગત ) આ મુગ્ધાની દુગ્ધા, માત પીતાએ મુજને વળગાડી.
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી. ૨૦૮
એને બોલાવાના વ્હાલી વેશ્યાના સોગન ખાધા,
મોટી ભુલ કરી મેં, હવે ફરી બોલાવાની બાધા. ૨૦૯

જો--અલ્યા આથડે છે ક્યાં, કરી તૈયારી કોસાંબી જાવા,
મો--તું જા હું આવું છું, ભરી ડાભડામાં ભાતું ખાવા ૨૧૦

## પ્રવેશ ૯ મો

સ્ત્રીઓ—( માતા લીંપ્યા ને ગુંપ્યા મારા ઓરડા એ રાહ )

પરણી નવસા કોસમ્બીએ પધારીઆ, વાજાં વાગે જેવ ને રઢ લાગે
સાહેલડી લાડી લાખેણી લાડ્પા લાડણો. ( એ ટેક. ) ૨૧૧
ધન ધન સદા ફળ શેઠને, જાન જોડી નાણાં નાખ્યાં છે તોડી સા૦
રથમાં વર વહુને ચમર વિંઝાય છે, દીસે ડાહ્યા સેં જલદેના જાયા. સા.
જગલાડી વરવહુનું જોડી જોઇને, બેડી ગોખ ઉંડા નીશાસા નાખે. સા
મો-- લાલ સાહેબને સમજાવે સાનમાં, ફૂલચાવે ને મોતીડે વગાવે;
સાહેલડા ! ! શેઠની ફજેતીના કાળકા.
સ્ત્રી--મો'ટું મહાજન સાજનમાં મળ્યું આવી રાજ કચેરી નૃપ પ્રેરી સા,

અંક દ્વિતીય સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો

સુમતી--ગઝલ ( હમતો આશક હે-એ રાહ )

મારા બાપે વેંગ આ વળગાડ્યું શો વિચાર કરી,
ઉંઘી ગઇ આ રાંડ હવે શું અહીં વાર કરી
મારી જીવ જાનનો મુજ વગર જરૂર જાન જશે,
હુંતો મારે આ ચાલ્યો આ રડતી છો પોકાર કરી ૨૧૩

લીલા— સ્વામીનાથ સ્વામીનાથ એ રાહ.

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતીરે, અહીં નથી અહીં નથી અહીં નથી રે

( અચાનક આવો કોપ કર્યો કીરતાર એ રાહ )

અરે અહીં એકલી મુકીને મને આમ અચાનક ઉઠી કંથ ક્યાં ગયા તમે,
પે'લા સમાગમે સ્વામી આતે શું કર્યું, સાંભળેલું મેં તો હતું તે સાચુ ઠર્યું
ખચીત પીયુજી ઉંઘતી તજી ખસ્યા, આથી રે જાણું છું વેશ્યા આવાસે વસ્યા
આમની ઇચ્છાએ આવી ત્યાં તો આકડા, પરણ્યાંગના કેરા પાસમાં પતી પડયા
વ્યભીચારી વર તણા પાલવે પડી, જશે જન્મારો મારો રે રડી રડી,
આ હીરા મોતીના હાર હવે ના ગમે, ઉમદા દુકુળ મારી દેહને દમે.

ગઝલ.

મારા પતી પરવશ હવે શું કરૂં, જીવ તજું તો તો આત્મ ઘાતક ઠરૂં.
કંથનો વીયોગ થયો કરમે કરી, ફુલની ચાદર નથી ફાવતી જરી.
આવી તી અમૃત પીવા પતીની કને, ખારૂં નીર મળ્યું નહીં અંજળી મને
કરમની કથા બીજે શું કરૂં કુકથી, આ પીડા મટાડવાનો ઉપાય નથી
સંકટ સહન કરે સુકુળ વધુ, જ્ઞાનીએ દીઠેલું હશે એ બન્યું બધું;
પીઆણું તેડાવી ઝટ પીયર જવું, સુઇ રહું હવે જરા આ સારૂં લવું.

રાગ કલ્યાણ ( જગપતી—એ રાહ )

પ્રીય પતી તમે ઝટ આવો આ સમે
આપ વીના વીરહ વન્હિ શી રીતે સમે. ટેક. ૨૨૧
વેશ્યા વ્હાલી હતી પતી, તો નો'તી પરણવી નાર;
નીંદ્રા મુજને નામ ન આવે, આપ વગર આ ઠાર પ્રિય. ૨૨૨
આભુષણ અંબર ભિંજાયાં, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી અરે રાક્ષસી રાત. પ્રિય. ૨૨૩

મને ભાસકી સરખું ભાસે, શયન ભુવન ભરથાર;
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વાર. પ્રિય૦ ૨૨૪
કનક વલય કરકડી બરાબર, વરવીણુ કેહી વેશ;
આ આંખે આંજેલી લાગે, મરચાં સરખી મેશ. પ્રિય૦ ૨૨૫
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંય;
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય પ્રિય૦ ૨૨૬
અલંકાર ધખતા અંગારા, મણીધર ફુલની માળ;
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ ઝ.ળ. પ્રિય૦ ૨૨૭
કસ્તુરી કંકુને કેસર, રસીયા તુ વીણુ રાખ;
પતી વીણ કોણ કરે પરીપુરણ, અંતરના અભીલાખ. પ્રિય૦ ૨૨૮

## લલીત છંદ.

કપટ હે પતી કેમ આ કર્યું, ધિરજ હું હવે શી રીતે ધરૂં;
નવ ધરી દયા લેશ નાથજી, તરત આવતાં શું તમે તજી;
હરખ મુજનેરે ઘણો હતો, જરૂર આજથી તે રહ્યો જતો;
જરીક વાંકમાં હું નથી હજી તરત આવતાં શું તમે તજી.૨૨૯

## પ્રવેશ ૨ જો.

**કામસેના-કાફી જીલ્લા કુમરી** (હપીયા કારસે—એ રાહ.)

સખી કેમ ન આવ્યા, નાથ હજી; હુતો જોગણ થઉં શણગાર તજી સખી
નીસદીન દુશમન મદન સંતાવે, વાર કરે નહી વાલમજી. સખી
ઝંપાપાત કરૂં ઝરૂખેથી, વધું વશ થઇ મુજને વરજી સખી. ૨૩૦

કપટકળા— ( આલીંધન તોયદ્રગ—એ રાહ. )
આમ શું કરે છે અલી રજતો ધીરજ ધર. આમ શું—એ ટેક.

ધરધર વર ચોવર, કર નજર નીરખ વર હરખભર:
મીલાવ્ય કર કર, આમ શું કરે છે આલી રજનો ત્રિરજ ધર. ૨૩૧

સ્મર જ્વર હર સુખ કર મનવંતર ભરજોબન ભેટી સુંદર વર;
અધર સુધારસ પાઇ પરસ્પર. કામ ક્રીડા સઘળી કર કર. આ. ૨૩૨

કામસેના—( ગેની સામરો હજુએ ન આવ્યો—એ રાહ. )
ભલે આવ્યા હવે ભરાણી. (એ ટેક )

અવધી ઉપર ગઇ એક ઘડી પણ મેં જુગ માફક જાણી,
સત્યવાદી તમે શેઠજી સાહેબ, હું ગણીકા ગભરાણી;

મીરજ નહિ અલ્પ ધરાણી, ભલે આવ્યા હવે ભરાણી; ટેક. ૨૩૩
માલતી ફુલની માળ પેહેરાવું, જે મમ હાથ ગુંથાણી.

ગજરા ગુલાબ તણા કર ધાલું ચોને સુગંધી સેંચાણી,
અત્તર ઉંચુ આપુ છું આણી, ભલે આવ્યા હવે ભરાણી, ૨૩૪

સુંદર શયન ભવન શણગાર્યું, લાલ હું તો લલચાણી.
પ્યારા પ્રેમરસ પાઓ ને પીઓ, મન ગમતું સુખ માણી,

જોવન મદ અધ પલાણી, ભલે આવ્યા હવે ભરાણી; ૨૩૫

સુમતિવિલાસ—પ્રેમની પીડા કોને કહીયે—એ રાહ.
મોહી રહયો છું મંદ હાસ્યમાં રસીલી તારાં મોહી રહયો છું એ ટેક.
પીતાજીના આગ્રહથી પરણવા ગયો પણ અલ્પ નહિ એ સમે ઉલ્લાસમાં

શત્રુના સમાન લાગ્યાં સરવે સગાંવહાલાં વ્યહરતીરા તુજ લીના ઉતાસમાં
એક રાત્રા રહયો નહી પરણીત્ર રણી પાસે એકલા મુરા આવ્યો આવાસ માં

આપણે બે ભોગ ભોગવ્યે ભોગ એના મનહર જવાની એકમાસ માં
તુજથકી અધીક કોઇ વીશ્વ નથી વ્હાલું પ્રતિજ્ઞા કરું છું પ્રકાશમાં

કામિની તમે કર્યું કાંઇ મને કામણ, પકડી જકડી પાડયો પ્રેમપાસમાં
વણજને વેંપાર, વ્હાલી ધરમ કરમ સરમ તજી ગાળવો છે વય બધી

વિલાસ માં રસીલી તારાં, મોહી રહયો છું મંદ હાસ્યમાં—

## પ્રવેશ ૩ જો.

**સુગુણમંજરી**--કાફી જલ્લા પંજાબી (વીધાતા ધન્યછે) એ રાગ.

લીલાવતી કેમ તું આવી આસનેએથી ઉદાસ. (એ ટેક)

શાન્ત સ્વભાવના સસરાને સાસુ, વળી વરસુંદર સુનતિવિલાસ. લી.

મુજ આગળ અંતર મુકીને, માંડી પ્યારી તારીપીડાનું પ્રકાશ. લી.

**લીલાવતી**— (બનજારાની દેશી.)

તું સાંભળ સહચરી મારી મુજ વર વેશ્યાનો યારી,

સંસારીએ ગઇ સહિ.માથે મન નથી બોલાતી નાથે,

છે સત્ય શિયળ સંભારી મુજ વર વેશ્યાનો યારી. ૨૪૧

**સુ**—આ શું બોલી તું બાળા, અમથા કરિયા અહિ ચાળા,

રે!!! મુજવર શું વ્યભીચારી, તને ખમા ખમા સખી મારી;

**લી**—સંસારીક સુખની આશે, ગઇ શયન સમય પતી પાસે.

હું નિરાસ થઇ ત્યાં નારી, મુજ વર વેશ્યાનો યારી. ૨૪૩

(મળી મન મોહન માગે, મે કહ્યું કેમ છે પ્યારા,

ગર્વિષ્ટ નહી ગણગારી, મુજ વર વેશ્યાનો યારી; ૨૪૪

બીજું બોલી નહી કાંઇ, સુઇ રહ્યો પઢી શય્યામાંઇ;

નથી મળી આંખ ત્યાં મારી, મુજ વર વેશ્યાનો યારી. ૨૪૫

લંપટ ગણીકાના લાલા, ઉચરે એ ઉઠીને ચાલા;

કે'તા નથી તાન વધારી, મુજવર વેશ્યાનો યારી. ૨૪૬

શું શું દુઃખ ભાખું સજની, રોતાં રોતાં ગઇ રજની;

ભયભીત અવસ્થા ભારી, મુજ વર વેશ્યાનો યારી. ૨૪૭

**સુ**—રે, છેલ છબીલી જાની દુરગુણી મળ્યા દીસ જાની;

રે! આ શી અવસ્થા તારી, તને ખમા ખમા સખી મારી. ૨૪૮

**લી**--દસ દીવસ રહી સમજાએ, મોહન નાવ્યા મંદીરીએ;

**પીયુ દરશન વીણ દુઃખીઆરી, મુજ વર વેશ્યાનો યારી. ૨૪૯**

યૌવન વન ખીલ્યું મારું, વીરહાનળથી બળનારું.
ત્રીણ ન મળે પ્રેમ ઈસારી, મુજ વર વેશ્યાનો પગી. ૨૫૦
આ વાત સીતાજી જાણે, તે અંતરમાં દુઃખ આણે:
મુજ માતા રડે ઓશીઆળી, મુજ વર વેશ્યાનો યાગી. ૨૫૧

સુ[illegible]—( અમલામા રેન ગુજરી રાજ——એ રાહ. )

અરે આવડી શું અકળાયરે, બેની સઉ સારૂં થશે,
મારા સમજો મન મુઝાયરે, બેની સઉ સારૂં થશે (ટેક) ૨૫૨
વળશે શું વલોપાત કરેથી જપને શ્રી જીનરાજ;
વિપતિ વખત ધરીએ ધીરજ, કરીએ ધરમ કાજરે બેની. ૨૫૩
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
જ્ઞાન દેખાને મુખડું તારું, મને થાય કાંઇ કાંઇ રે બેની. ૨૫૪
પળમાં દુઃખી પળમાં સુખી, પળમાં રાંકને રાન;
રંગ એવા દેહ રાખીએ સખી, સુખે દુઃખે સમભાવરે. બેની. ૨૫૫
શ્રી જીનધરમ શેવતાં ચાણી, સુખ મળે સંસાર;
શાસન દેવતા કરશે તારા સંકટનો સંહારરે. બેની. ૨૫૬

લીલાવતી— (સીતાજીના મર્દાનાની રાહ.)

સખી પરભવ પાપ અમાપ કરી હું તો અવતરી,
મને વિશ્વ વધુના પ્રતાપ, પતીએ પરહરી. એ ટેક. ૨૫૭
હશે ભવ ટર્યાં સજીવન માન. ન્યાગુણ પાણી ગારયાં;
કર્યું મુનીજનનું અપમાન, ધરમાત્માનાં મન હર્યાં. સખી. ૨૫૮
દીધા વિદ્યા ગુરૂજીને ગાળ, દેઈ જુઠ ભળાવીયાં;
તોડી નાંખી તળાવની પાળ, જેના પાપ જાગીયા. સખી. ૨૫૯
કોનો પુત્ર ની કોડેલ પરવ, કે જાન લુંટી હશે:
નીજ કર્મે તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે સખી. ૨૬૦
વ્હાં પરી નારી પક્ષનાર, ઉત્તમ અપમાનીયા;

મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાત્વિને માનીયાં. સખી. ૨૬૧
કુડી સાખ ભરી સરકાર ખોટાં ખત મેં લખી;
હોરી દીન જનને દરબાર, દ્વેષે કરીઆ દુઃખી. સખી. ૨૬૨
આવાં પાતીક મેં તો અપાર કરયાં હશે પુરવે;
વેસ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે. સખી. ૨૬૩

સુગુણ—આવો કાકી લીલાવતી બેન, ઉદાસીમાં આજ છે;
પુછો એને નથી ચીત્ત ચેન, કે' એમાં શી લાજ છે. ૨૬૪

**સુભ— કાફી જીલો કવાલી ઠેકો** (પીયાકે મીત્ર બીન. એ રાહ.)
તું દીલગીર દીસે શા કારણ બોલ લીલાવતી બાઈરે,
બોલતાં બંધ થઈ સીદ બેની, લાડકડી લજવાઈરે;
વદન કમળ તારૂં કરમાયું, કષ્ટ પડયું શું કાંઈરે, તું. ૨૬૫
નાની નણદે શું અપમાની, આણીને અદેખાઈરે;
તુજ સાસુએ શું દુઃખ દીધું, કે જુલમી છે જમાઈરે. તું. ૨૬૬
દસ દીવસમાં પીયર પાછી, આવી કેમ અકળાઈરે;
મારા સમજ જુઠું બોલે, શાણી મન શરમાઈરે. તું. ૨૬૭

**લી—ખમાચી પંજાબી ઠેકો** (દઃશન બીન અખીયા—એ રાહ.)
માજી મુજ વાલમ વ્યભીચારી, વ્યભીચારી ગણીકા યારી મા—એ ટેક.
અહીંયાં જઈ વેશ્યા ઘર વસિયા દસ દીન કાઢયા દુઃખકારી, મા—
વાત કરી નથી મે વર સાથે, શું ઉચરૂં આગળ તારી. મા—૨૬૮

**સુભ—જોગીઆ આશાવરી ગજલ** પડયો હું વીખુટો એ રાહ.
ઉંડા નીઃશાસા નાંખતી, રે ! દીકરી દુઃખી. (એ ટેક.)
સુગુ—દુઃખ પોતાનું દાખતી, નથી સાસરે સુખી. ઉંડા. ૨૬૯
સુભ—એનો કથ કુલક્ષણો કરવા શો ઉપાય;
લી—ભોગવવી પડશે પીડા આ ભાગ્યમાં લખી ઉંડા. ૨૭૦
સુભ—પીયર રહીને પુત્રી તું, રટજે સદા જીનરાય;
પ્રેમ રાખશું પુત્ર સમ સમજાવ તું સખી. ઉંડા. ૨૭૧

સુગુ— ( મરાઠી ચાલની સાખી )
શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઇ,
લીલા—ઉઠોને આદીશ્વર મંદીર આંગી છે સુખદાઇ.
સુભ—લાડકવાઇ હું પણ આવું ન્હાઇ. ૨૭૧
લીલાવતી—સોચણી ગઝલ ( દાહ ઉઠી છે દુઃખની ) એ રાહ.
સુણ સાહેલી કરવું શું હવે શાથી જન્મારો જશે.
સુગુ—તારા શિયળ પ્રભાવથી એની સ્વામી તુજ સારો થશે.
વ્હાલે વાંક વીના વીસારી નળની જે દમયંતી નારી.
પાછી તે પતીએ સ્વીકારી તેમ એ તારો થશે. તારા—૨૭૨

## પ્રવેશ ૪ થો.

સદાફુળ— ગજલ.
લાજ છોડી છંકતેં છોકરોછોકરો, બાપનીતેં આબરૂના કાંકરા કર્યા. લા.
આવી છે દીવાળી હોળી હઇયામાં બળે જઉછું વહુને તેડવા પણ
દાંડા શો વળે. લા—૨૭૩
સે—સાસરામાં જાણે છે જમાઇને સહુ માટે નહિ મોકલે વેવાઇતો
વહુ લાજ—
સ—કરવાને વીવેક લોક લાજથી જવું........ ................
જો— .........ગાડી જોડી લાવ્યો ખોટી ક્યાં સુધી થવું ૨૭૪

## પ્રવેશ ૫ મો.

સોમદત્ત— રાગ આશાવરી.
જમાઇના તેં ગુણ કે અવગુણ જોયા નહિ જરી,
સુભ—ઊંચુ કુળ હું જોઈ મોહી મુરખમાં ઠરી,
સુગુ—વેવાઇ આવ્યા તેડવાને, દુનીયાથી ડરી,
સોમ—સુધરશે જમાઇ ત્યારે મોકલશું ફરી. ૨૭૫
સુગુ— ત્રીતાલી ચોપાઈ.
કોણ છો તમે ક્યાં થકી આવ્યા પત્ર પાઠવી કોણે તેડાવ્યા,

રે'છો શેઠ તસે કીઆ ગામ, કીએ કામ આવ્યા અમ ધામ:
સ--નગરી કુઉશંબીએ ઘર મારૂં મારૂં નામ સદાફળ સારૂં. ૨૭૬
પુછોછો તમે વગર પીછાણે હું તો આવ્યો લીલાવતી આણે:
સુગુ--કીહાં ગાજ્યો કીહાં ગડગડીઓ કીહાં મેઘતણી પડી ઝડીઓ ૨૭૭
કીહાં ઉદય અને કીહાં અન્ત, એમ સમજીને મનમાં સમસ્ત;
અમે ડાહપણ આપનું જાણ્યું, આવ્યા કરવા અહીં કેનું આણું. ૨૭૮
જેમ આવ્યા તમે જાઓ તેમ, ઘેર પુછજો કુશળ ખેમ;
સુભ-નથી વાટમાં બેઠીરે કાંઈ, મારી લાડકી લાડકબાઇ. ૨૭૯
મારા મનમાં તો સળગે છે લાળા..........................
સુગ--.......................કાગ કંઠે નાંખી મોતી માળા,
સદા--શું આ નક્કી વીચાર તમારો..........................
સુગુ--....................હાજી ઘર ભણી આપ પધારો. ૨૮૦
સદા--સૌમદત વેવાઇ હૂશે રહેજો..........................
સુભ--.........................સારૂ સૌને કુશળતા કહેજો,
મારી અકલ સઉ ગઇ મારી, વ્હાલી પુત્રી વરી બબી ગારી. ૨૮૧
મેંતો મોટા મોટા દેખી માળ, અવિચારે કર્યું વેવીશાળ.
સો--પ્હેલાં કાંઇ કર્યો ન તપાસ, હવે થાય શું નાંખ નિઃસાસ. ૨૮૨
પાણી પીને પછી ઘર પુછે એમાંની અબળા એક તું છે,
ભાવી ભાવ હશે એવું થાશે, પુત્રીનાં પુન્ય પુત્રીની પાસ. ૨૮૩

## પ્રવેશ ૬ ઠો.

રા--જંગલા જંજોડી પંજાબી ઠેકો કંગનવા મોરે--એ રાહ.
ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે--(એ ટેક)
લંપટ પુત્ર પાકયોરે, હુંતો એનાથી થાકયોરે,
મોડું છે ઘર મારૂં, સાસરીયું એનુ સારૂં;
ઘણી સમજણી વહુ છે તનય તણીરે. ગભરામણ. ૨૮૪

ગયો લોક લાજેરે, આણું કરવા કાજેરે;
મુજને બહુ બનાવી, વહુને નકી વળાવી.
શરમાયો વહુની સખીના વચન સુણીરે　　　ગભરામણ ૨૮૫
વરસને મહીનારે વીત્યા ઘણા રહીનારે,
હવે ફરી હું જઇને કાંઇક દીલાસો દઇને;
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે　　　ગભરામણ. ૨૮૬

## પ્રવેશ ૭ મો.

સુભ-　　( દશા આ શી થઇ મારી એ રાહ )
દુઃખી તું દીકરી મારી, શુળી સમ સાસરી તારી;
લીલ--પિયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ;
શુળી સાસરીયા તણી સદા કરી સુખદાઇ.
સુગુ- ગુરૂ શિક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી.　　૨૮૭
લાલા -અછતાં આવે આળ અહિ, કરો વૃદ્ધ વિચાર;
સાસરા પુજ્ય પિતા સમા, આવ્યા બીજી વાર.
સોમ—અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી.　　૨૮૮
સદાકુંવરી--　　ગીતી લાવણી.
સગુજી લીલાવતીને, હવે શેઠ મોકલશો તો સારૂ;
સોમ--આ ઉભી પુછોને, વારે વારે શું કહોછો વારૂ.　　૨૮૯
સદા --　( ભેખરે ઉતારો રાજા ભરથરી. એ રાહ. )
સગુજી વધુ તમે સાંભળો દુઃખીયા સસરાની વાતજી;
ગમે મન ચાવ તો માનજો, ભાખું છું ભલી ભાતજી. ૨૯૦
ઉતુરે હૃદયમાં આલોચજો　　　( એ ટેક. )
ભણતાંરે ભણતાં ભણાય છે લખતાં ગ્રંથ લખાયજી;
મહેલ ઝરુખાને માલીયાં ચણતાં ચણતાં ચણાયજી ઉતુ ૨૯૧
કાળે ઊંચા ડુંગરો, ચડતાં ચડતાં ચડાયજી;
સાગર સમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. ઉતુ. ૨૯૨

ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી,
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સધાયજી. ઉદ્યું. ૨૯૩
એથી આવી ઘેર આપણે. કરશો કાંક ઉપાયજી,
ધર્મ પસાય થકી, શાસન દેવતા સહાયજી ઉદ્યું. ૨૯૪

લીલા —આવીરે શીખામણ આપની, મારે માથે ચઢાવુંજી;
માત પીતાની આજ્ઞા લઈ, આપણે ઘેર આવુંજી.
સાચુંરે કહ્યું સસરાજીએ. ( એ ટેક ) ૨૯૫
આજ્ઞા આપો માત તાતજી, હવે સાસરે જાવુંજી;
મારીરે શતરૂ ગણિકા થકી, વડું વેર વસાવુંજી. સાચુંરે. ૨૯૬

સો—શાણીરે પુત્રી તું સુલક્ષણી, ભલે સાસરે જાઓજી;
મારી આશીશ છે એટલી, મન વાંછીત થાઓજી
ધરજે ધીરજ સદા દીકરી. ( એ ટેક ) ૨૯૭

સુભ—સાસરે બેન સીધાવતાં લાગે દીલડામાં દુઃખજી;
સરવ પ્રભુના પ્રતાપ છે, નથી સ્વામીનું સુખજી, ધરજે. ૨૯૮
વસ્ત્ર આભુષણ વિધવીધે, કર્યા સર્વ તૈયારજી;
વળી જોઈએ તે તું માગજે, તજી શરમ આચારજી ધરજે. ૨૯૯
સસરા સાસુ નાની નણંદનું. કરજે વચન પ્રમાણજી;

સો—કહેવું પડે એવું કાંઇ નથી, તું છે ચતુરસુજાણજી ધરજે. ૩૦૦

ગુગૃ—વડીલ વિનય કરજે વળી, તજી વાદ વિવાદજી,
કરતાં ધરમ કરણી સદા, અમને આણજે યાદજી;
ધાર્યું થશે શિયળ ધર્મથી ( એ ટેક ) ૩૦૧
કાંઈ કારજ કરતાં થકી, પહેલો કરજે વિચારજી;
સંકટ સમય સંભારજે, મંત્ર શ્રી નવકારજી. ધા૦ ૩૦૨
વાચ્ય શાણી સખી સાસરે, શાણા સસરાજી સાથજી ?
સારા શુકન થાય આ સમે, નીશ્ચે વશ થશે નાથજી. વ. ૫. ૩૦૩

## પ્રવેશ ૮ મો.

**લીલાવતી**—(સ્વગત) **લાવણી** શ્રી અજીતનાથ ( એ રાહ. )
રે કર્યો વેશ્યાએ કેર ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બા'ને:
હું કાળી નાગણ થઇ ડસું ગણીકાને. ૩૦૪
હું કદી ખડકીએ ખડી, ઝરૂખે ચડી, જોઉં વાટડી, ઘડી ઘર નાવે,
શું સ્મર શત્રુ સમ થઇ મને અકળાવે;
આ જોબન રસ ઝલકાય; વસુ વનમાય, લાલવાણ લાંચ ઉઠેછે અંગે
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે;
પ્રિતમ પ્રમદા પોકાર, જોબન શણગાર, હૈયાના હાર વરીને કાને;
હું કાળી નાગણ થઇ ડસું ગણીકાને. ૩૦૫
શું કરૂં સુઝે નહી કંઇ, ઘણું ગભરાઇ; મરૂં વીષ ખાઇ, પીયુજીપાખે
નીષણીઆતીના ઉપર નજર સૌ નાખે.
સ્વામી વશ કરવા સાર, કર્યો વિચાર; દુઝણાં ચાર આંગણે બાંધું
લઇ મૈયારીનો વેશ સ્વાર્થ મમ સાધું
મગાવુ મહીંષી ચાર, જોઇ શ્રીકાર, અરે આ વાર, કહી સસરાને;
હું કાળી નાગણ થઇ ડસું ગણીકાને. ૩૦૬
કલ્યાણ કુમરી પંજાબી ઠેકો મે વારી બન—એ રાહ.
સસરાજી સાસુજી સુણોને૨. ( એ ટેક. )
ઝીણી સ્વચાની દીર્ઘ આંચળાની. મહીંષી મંગાવો ચાર.
ભરવાડી થઉં વેશ્યા ભુવન જાઉં, ભોળવું મન ભરથાર; સસ. ૩૦૭
નાની નણંદ મમ નાથ બતાવે, એ એમનો ઉપકાર.
મંદીર લાવું હું મન મોહન, યુક્તિ કરીને અપાર; સસ. ૩૦૮
**સહા**—તમારો વહુજી ભરૂંસો છે. એ ટેક.
સારા માબાપની દીકરી ડાહી કુકૃત્ય નહી કરનાર;
મહીષીઓ આપણે ઘેર ઘણી છે, નણંદ તમારી તૈયાર. તમા. ૩૦૯

સેજગજલ— હમતો આશક હે ( એ રાહ. )
પેલી ભુંડી રાંડનું ધર લાલબા બતાવ જઇ,
ભાઇને તું દુરથી દેખાડી, એને આવ જઇ; પેલો (ટેક) ૩૧૦
ડાહી વહુ વરતુ સૌ તૈયાર નેસવાર વળી,
લંપટને ભોળાવીને ઝટપટ ઘેર લાવ જઇ; પેલી ૩૧૧

## પ્રવેશ ૯ મો.

લાલબા—(માહ મેરા ગમકા તરાના. એ રાહ )
વારા વેશ્યાના યારી, ઉભા અટારી, પેલા તમારા પ્રાણ. (એટેક.)
જાગો થાઓ મહિયારી. ભાભી અમારી, ઉભા અટારી; પેલા. ૩૧૨
વીંછીનો આંકડો વેશ્યા છે વસમી જોજો ન થાએ જાણ.
જાણશે તો ઝેર આણસે ઝાઝું, કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી હાથમાં ધારી ઉભા અટારી. પેલા. ૩૧૩
લીલાવતી—( સ્વગત આશા ગોડી દિપચંદી )
અવર મદન અલબેલો, આતે દીસે અવર મદન—(એ ટેક.)
શરદ પુનમના સુધાકર સરખો. આજ નગરમાં ઉગેલો, આ
મનોહર કસ્તુરીઆં મૃગ માફક, જોઉ ઝરંગ ઝુકેલો; આ. ૩૨૪
હું નીર્ભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો, આ.
ધન ગણીકા ધરણીતલ તુજને, પ્રિયકરો મગ પરણેલો. આ. ૩૧૫
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો; આ.
મહિયારી વેષે નહિ જાણે, મમ છળ છેલ છબીલો. આ. ૩૧૬

## પ્રવેશ ૧૦ મો.

લાલબા— ( થાઓ તમે તઇયાર—એ રાહ. )
અલબેલી સાહેલી આવો, શ્રી જીન ગુણ ગાવા, (એ ટેક.)
અગણીત નર નારીને તારી ચૌદરાજ ચાવા;
હરી હરબ્રહ્મ પુરંદર પ્રણમે, અજર અમર થાવા. અલ. ૩૧૭

લી--મુખ મટકે લટકે લઇ તાળી, ચક્ર સકળ કરીએ,
 પ્રભુ સ્તવન ઉચરીએ ફરીએ, ભવ દરીયે તરીએ, અ. ૩૧૮
લાલબા -ચાલો સિદ્ધાચળ જઇએ—એ રાહ.
સેવું સેવું શ્રી જીન સુખકારી, તન મન વચન સુધારીરે સેવું (ટેક.)
અવીનાશી શીવ નગર નીવાશી, ભવ પરી ભ્રમણ નીવારીરે; સે.
ત્રિજગ નાયક ક્ષાયક દાયક, સમરે સુર નર નારીરે, સે. ૩૧૯
કરૂણા સાગર દેવ દયાકર, જયજય જગ ઉપકારીરે; સે.
શિવસુત કેશવને શિવકરની, પદકજ ભક્તિ પ્યારીરે, સે. ૩૨૦
લીલાવતી— (નયની પનઘટપર એ રાહ.)
સ્વામીને વશ કરવા સજ્યા મે શણગાર. સ્વામી०
ફેલ છબીલાને છળું છળ બળ કળ કરી.
લલચાવું હરી પળવાર, વશ કરવા સજ્યા મેં શણગાર. સ્વામી० ૩૨૧
મન મોહન મમ નંદન વનમાં વાવું સુરતરૂ બીજ પ્યાર;
બા બોલાવે જાઓ લાલબા ડર તજી હું જઇ દુશ્કાર. સ્વામી०
લાલબા—દઇ મારી તુરકવાને ઘેર લઇ. (એ રાહ)
 લઇ માથે મટુકી મહીયારી થઇ;
 રમણિક વચનામૃત રચનાથી,
 કરૂં આશ લતા નવપલ્લવ જઇ. લઇ. ૩૨૩

## પ્રવેશ ૧૧ મો.

લીલાવતી --કાલીંગડો દાદરો. મીઠડાં ગોરસ લ્યો એ રાહ.
મીઠડું મહી વેચું મહી વેચુ, અમૃત સરખું સુખકારીરે. મીઠડું.
લ્યો કૌશામ્બી નરનારીરે, મીઠડું મહી વેચું મહી વેચું, ૩૨૪
સુમતિ--(બીભાસ અદ્ધાની તાળ વંદુ દીનપતિ એ રાહ.)
આ ભરવાડણી અજબ અપાર, અજબ અપાર દીઠી--અ --આ;
રંભા થકી પણ અધીક રૂપાળી, કે ઉમીયા અવતાર. આ. ૩૨૫

શેષ સમા શિશ કેશ સુસોભિત, શશિવદની સુખકાર; આ.
શુક સમ નાકે નથની થરકે, અરૂણઅધર નિરધાર, આ. ૩૨૧
ચંપક વરણી એ મૃગનયનની, મારી કટાક્ષ કટાર; આ.
કેસરી સરખો લંક કટીનો, તુમ્બ નિતમ્બ આકાર; આ. ૩૨૮
અંગ અનોપમ કબિલ ઓઢી, કોકીલ કંઠ શ્રીકાર; આ.
એને અહીં મહી મસ બોલાવી પુરણ બાંધુ પ્યાર. આ. ૨૮
લી—અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું,
લ્યો કૌશાંબી નર નારીરે, મીઠડું મહી વેચું મહી વેચું,
સુ—મારે મહી લેવું મહી લેવું (લીલાવતીની મટકી પકડી.)
આપોને મટકી ઉંતારીરે મા—મહિયારી મોહનગારીરે; મા.
ઝટપટ ઘુંઘટપટ ખોલોરે મા—મહી મુલડા બરાબર બોલોરે. મા.
લી—પીલૂબરૂઓ લાવણી, (ગીરધારીરે વાત કહું તે—એ રાહ.)
મહેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું,
મળશે નહીંરે દહીં દુનીયામાં આવું સમજુને શું સમજાવું.
(ઝુલ) જુગતીથી રોજ જમાવું. લાલન લ્યો શું લલચાવું,
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું. ચાખો. ૩૩૧
સુ—મહા મીઠુંરે મેં ચાખ્યું મહિયારી, તું ગામ કીયે વસનારી,
ભ્રકુટીમાંરે ભુરકી ભાસે ભારી, કહે નામ તમારૂં નારી;
(ઝુલ) વળી કોણ તમારો વિહારી સ્મિત હાસ્યથી મન હરનારી
કે તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી; તું. ૩૩૨
લી—રંગીલારે મારી જાત રબારી હું રાજપુરે રે'નારી
હનુઓછેરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સદ્ગુણી સારી;
(ઝુલ) તમો વણીક વડા વેપારી. પુછી કુળ જાત અમારી
શું વાત વિવાહની વીચારી મનમોહનરે હું નવ પરણીત નારીછું. ૩૩૩
શુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા સુણી મધુર વચન મરમાળા,

લી—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહીવી દુઝે મમ ઘેર,
( ઝુલ ) મોઘું છે ગોરસ મારૂં, વડા વાતે બને નહિ વારૂ,
નથી લીધું કાંઇ તમારૂં, હું જઉંછુંરે અતિ "રતિપતિ"થી કૃપાળા
સુ—શા સારૂરે વાત જવાની બોલે, મમ જીવ ચડ્યો ચકડોળે;
લી—અણુઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘા રો'ને અડશો માં,
સુ—( ઝુલ ) હું આધોછું અલબેલી, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, તું હળવેરે ઘુંઘટનો પટ ખોલે—મ.
લી—રંગ રસિયારે; દુરિજનથી દિલ ડરીએ, કહી ભાત્ર ખરો શું કરીએ
સુ—ગજગમનીરે, મુજથી નજર મીલાવે, નખ થી નયન નચાવે.
( ઝુલ ) કુમકુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે;
ચિતડું ચમકાવે ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ,
શું દુરિજનથી મન ડરીએ. ૩૩૫
લી—વ્હાલાજીરે શી મન વાત વિચારો; મુજને વદશે ધણી મારો,
મારગડોરે મુકોને મન ગમતા સુંદર રાખું છું સમતા;
( ઝુલ ) ઠીક છો અળખા ઠગનારા, કરો આંખ તણા અણસારા.
મેં જાણ્યા વિચાર તમારા, ધારોછો તે સ્વાર્થ નથી સરનારો મુ.
સુમતિ— બારઆનો ફેરવો સાડેતીન પૈસે એક મોતી—એ રાહ )
કામણગારી કે'ને મને વાત તારીરે, વાત તારીરે.
છેલ છબીલી છબી ફાંકડી આ દીસે અદભુત.
ગુણહિણો ગામડીઓ ભુંડો, એતો ભમતો ભુત. કા. ૩૩૮
ચતુર વિચિક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર;
ચંપક વરણી કયમ ચાલે છે, ગમારથી ઘરબાર. કા. ૩૩૯
લી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે, લાગે વાત—એ ટેક.
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ;
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ. કા. ૩૪૦

ભરીમ છે ભુંડણના જેવી, આ ગણિકા ગુણ હિણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા, પુરણ થઇ પ્રવિણ. ૩૪૧
સુ—દુબળી નારી ડાકણ જેવી, દેખી દિલમાં ડરીએ દેખો દાલ.
જાડી લાડી કુલની નાડી ધાડા મન ગંભીર,
ગુણવંતી ગણકા છે ગોરી.........................................
લી—................................હરે પુરૂષનું હીર
ભલે લલ તમાચો મારી મુખડું લલ રાખારે—મુખડું લાલ. ૩૪૨
કરે પ્રસંશા પંડિત પુરૂષો, નીરખી નાજુક નાર;
શ્યામ સલુણા સવે સજે, પણ અમથી અહંકાર; ૩૪૩
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત,
કામણગારા કેન બને કો કહો બરાબર વાત ૩૪૪
સુમતી પ્રીતરાગ (પ્રથમ પદ પ્રવેશ એ ૧૭)
મહીનું મુલ બતાવ, પ્રેમદા, પ્રેમ કરીને; મહી. (એ ટેક)
આડી અવળી વાત જવાદે, શો છે તુજ મન ભાવ;
શી રીતે બોલ્યા વિણ બનશે, અહીં નહી કંઇ અટકાવ.
આખું કેર જરીરે—મહીનું મુલ બતાવ. ૩૪૫
લી—મહીનું કરતાં મુલ શેઠ ખોટા દેખાશો—મહી—એ ટેક.
રે અલબેલા આંખ ન મારો, હું અબળા અનુકુળ;
મોહન મહીની વાત મોટી શી, કહો તે કરીએ કબુલ;
સુંદર નહી શરમાશો, મહીનું કરતાં મુલ. શેઠ. ૩૪૬
એક મહોર મટકીની આપો, આ મહી અમૃત તુલ્ય;
એમ નહી તો અમ ઘેરે આવો, દહા મટે થઇ ફુલ;
નિત નહિ માખણ ખશો, મહિનું કરતાં મુલ શેઠ. ૩૪૭
સુમતિવિલાસ— ભેરવી દીપચંદી.
અહર્નીશ આમ તમે શું અડાવો, મુલ બરાબર આને બતાવે;
લી—આળ કરો નહી વેશ્યા વ્હેમાશે, મુકાને હાથ માગે મરડાશે.

હું તો અહીં નહીં આવું હવેથી, ફાંકડેગાવ શી ફાંક ફજેતી,
સુ—નાહક અહક નવ ભડકો ?, સત્ય વિચાર સગુણી જણાવો ૩૪૯
લી—કૃપણુતા શેઠ તમારે તો કરવી, વ્હાલી વેશ્યાતણી હાજરી ભરવી
દામ વીના દહાડો કયાં થઈ વળચે, માત્ર વેશ્યા મુખડી સગમળશે ૩૫૦
તમસમ પીયુને પ્રિયા મમ સરખી તે જેમશે મારૂં મન હરખી
સુ—મ્હેર આપી લેઉં માલ તમારો, નિત્યે એ તખતનો બાંધીએ રાગે. ૩૫૧
લી—છો પ્રિય પરવશ શું ઊચરો છો ખાઈ પીલી મને ખોટી કરો છો
મનુષ્ય વેવારમાં રેવું છે મારે, હતુઓ જાણે તો મને ધીકરે મારે
વાછડાં વાટ જોતાં હશે મારી..................................
સુ—......................કંઇ મનમાં નથી આવતું નારી;
લી—રીસન કરશો જરા પણ રસિયા; વલ્લભહૃદય કમળ મમ વસિયા ૩૫૩
આપનો બોલ કદી ન ઉથાપું, એમને એમ હું આપને આપું
વ્હાલા નથી કહિ નમથી વધારે. લાવ ધરો કરૂં ભેટ અત્યારે: ૩૫૪
કામ—　　( સુણો દીલની વાત—એ રાહ )
હઠ હઠ અહીં જાને તારે ધેર ધુતારી ધુતવાને આવીરે　( એ ટેક )
તારા પ્રપંચની જાણી મેં તો પેર ધુતારી ધુતવાને આવીરે　૩૫૫
તારો તારા ગેં છાનો જોયો છીનાળ, ધુ જલદી જાને નહિંતો
અનીશ બેસાડ. ૩૫૬
વદી મહીં મીઠાં કપટ વચન, ધુ કરે મલીન મેં તાજી તણું મન; ધુ.
ખોટી બુદ્ધિએ આળસ અહીં ખાય, ધુ એતો માટી તારા ઠગણીશું થાય ધુ.
તને દેખી આવે દાઝ દગાખોર, ધુ એક મંકુર્ઝાની માગે છેતુ મહીંાર ધુ.
તારૂં પોગળ થયું બધું પ્રકાશ, ધુ. હવે આવીશ નહિ મારે અત્રાસ ધુ.
**લીલાવતી**— ( ખુબ ક્રોધમાં આવીને ગુસ્સાથી )
ભોઠપ કોણ રાંડ મને તું કહેતાર નફટ ફટ ફટ તને રે:
તારા દોકડા વેચી કરૂં બજાર, નફટ ફટ ફટ તનેરે.
લેશ નથી જગ લાટી તને લાજ ન રાંડ પાપણી કરે છે પતરાજન

આખા મુલકનો અલી તું ઊતાર, ન, દુષ્ટા તારાથી નથી હું ડરનાર ન.
ગઇસાવાળાને તમે બતાવો પ્યાર ન, ખાઇ તન કરોછો ખુવાર ન.
તારે ઘેર કંઇક પડી રહે ગમાર ન, છેડાવાળી રડે એની નીત નાર ન.
અરે તને અવલોકી થાય અંધ ન, તેથી તોડે સગાં સ્વજન સંબંધ.ન
કઇના વેચાવી ઘરેણા ઘરબાર ન, કઇને દગે કર્યાં દુનીયાની પાર ન
રમે તમારાથી જે પુરૂષ જાર, ન, એતો જગતનું એઠું જમનાર ન.
તારી ખચીત ખલક ખુંદે ખાટ ન, તારૂં તન તેતો કુતરાની ચાટ ન
તારી સોબતે જુગારી ચોર થાય ન, કેદી થઇ દરબારમાં દોરાય ન.
ઘણાં ગણીકાના ઘરમાં જનાર, ન, મધુપાન મુકી કુળાચાર ન.
તું તો માંટી નવા નવા કરેનીત ન, તારી ખોટી છે પીતળ જેવીપ્રીત ન.
તને અડતાં મનુષ્યો અભડાય ન, તારા સંગથી નરકે નર જાય ન.
અરે નથી મારે તારી ઓશીઆળ, ન, કેમખોટું બોલે ખુટયો કાળ ન.
રાંડ આવીશ રસિક કને રોજ, ન, તારા મમત ઊપર માણું મોજન
મારૂં ફોડી નાંખજે તું હઇયાફુટ ન, હાહા મારા એમાટીછે માથુંકુટ ન.
તને જોતાં ઉપજેછે મને ઝાળ. ન, જખ મારનારી જુઠું મુકયુંઆળન
કા--જુંડી રાંડ નીચ જાત ભરવાડ ધુતારી ધમકાવે મનેરે,
અહીંથી તારી મહી મટકી ઊપાડ ધુતારી ધમકાવે મનેરે;
સુ--બસ બસ રાંડ ઝાઝું નહીં બોલ આઘીરે તારૂં આવી બન્યુરે
હાથે કરી તેં તો ખોયો તારો તોલ આઘીરે તારૂં આવી બન્યુરે.
સુ--જંગલો જંજોટી પંજાબી ઠેકો જોબન મદ એ રાહ

માઠું લગાડો તો મારા સમ છે સલુણીરે,
નથી આ નફટમાં બે બદામની ગુણીરે;
વચમાં બોલાવ્યા વિના બોલી વઢકારીરે,
નીચમાં તું નીચ વેસ્યા નિર્લજ નઠારીરે. ૩૮૦

કામસેના—આમ ઉપરાણુ લઇ મને ધમકાવોરે;

એકનાં અનેક કહ્યાં એને ના અડાવો, આ. ૩૮૧
આટલાં વરસ આણા આપની ઉડાવીરે;
મને અપમાની તમે શરમ ન આવીરે; આ. ૩૮૨
મંચારીનું મુખ દેખી પ્રિતી પલટાવીરે;
વણિક જાતિની ખરી ખુબી આ જણાવીરે. આ. ૩૮૪

સુ—નક્કી માર ખાવાનું થયું છે મન તારૂરે,
જાને છાની માની ભુંડી માની કહ્યું મારૂરે. ન. ૩૮૪

લી—— ( એસી ચતુર નાર, એ રાહ. )
મહી બહુ વેચાય અહીં નહીં અવાય અપમાન થાય.
મ્હારો સદાય કયાથી અપાય, નિચ આધીન નગીના મહી. ૩૮૫

સુ—આમ ચતુર નાર, કરી પુરણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ,ર લે મુકતા હાર, વળી આપીશ દાગીના આ ૩૮૬

ભેરવી——દાદરો, ( ધન કાયકી જરીયાપે રાત રહો. એ રાહ, )
આજ રંગમાં રસીલી પ્યારી રાતરહો. વીસ મ્હોર કાલનેપ્રભાતલહો.
કડુક વચન કુલટા નહિ બોલે આટલુ સલુણી સુજાત સહો આ.

લી—બીહાગ ત્રીતાળ ( નિભાવો બાંહ ગ્રહેકી લાજ એ રાહ )
નગીનારે, નેહ નજર કરી આજ ( એ ટેક. ).
જોબન જુંણ છો મમ જીવન તમને કર્યા શીરતાજ. ન.
ઝેર જેવો હનુઓ હવે લાગે, નવ ગમે તસ ધરમાંજ. ન. ૩૮૮
પણ રાત્રી રહેતાં અહી પ્રીતમ, અજડ બગાડે કાજ. ન.
ગોરી જારી ને વળી ચાડી છે છાનીમાં મઝાજ. ન. ૩૮૯
રસ લાગ્યો રંગરસ રમવાને. મ્હોર મળે રસરાજ. ન.
અહનિશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ, ન. ૩૯૦

સુમ——રે ગણિકાને હું નહી ગાંઠું મનથી કરે છો મીજાજ. ન.
લે આ વચન તન મન ધન તારૂં, નથીરે કરલાનું કાજ. ન ૩૯૧

લીં--હું પણ કેલ કરાર કરું પતી, આવીશ નિત્ય અહીંયાંજ. ન.
ક્ષુરે જલે ભરૂઆડણ સરજી પુરવ પુન્ય ફળયાંજ. ૩૯૨

અંક તૃતિય સમાપ્ત.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સુ - (વંદના વંદના વંદનારે. એ રાહ.)

મલપતિ તલપતિ રનીમતીરે રતી આકાંત રતી નથી તું વિસગ્તી
તેંનવોઢા આરપાર રદયમાં ઉતારી સજળચપળચક્ષુ ખરકી ચમકતીરે
સુખદાયક મમ લાયક કુલના જન્મી એ આહેર જાતીનાં જતીરે
વેરેઉધું શું આમધિકતને વિધાત્રી, સદ્ગુણીહનુઆને જોગ શુ હતીરે
ગધિકા સમાન માન એ મને બતાવે. કેવીકળણ જેવી હું કરું કૃતીરે
રૂમકઝુનક કરતી હમણાં આવશે રસીલી મંઠડું મહીંવિંચ્યું સુખ ઉચરતી
પ્રેમપોથી પઢીપુરી પદમણી પ્રવણીએ ગણીકા ગમારમાં નથી ગતીરે

કામ--[ ઓધવજી સંદેશો કહેજો સ્યાનને એ રાહ )

કરમ તણી કથનીરે કયાં જઈને કરું.
દીલડામાં મગેગે દાવાનળ દુઃખજને ૩૯૬
ભરવાડણ વેરણના ભંભેર્યા થકાં
ગેઠ જુવે નહી સ્નેહ મમ સન્મુખજન. કરમ ૩૯૭
મોજ મઝા માણે છે મારા દેખતાં
લાજ ન આવે નિર્લજ છે લવલેશજો; ૩૯૮
હરનિશ એ બે જણ રે છે આનંદમાં;
કલેશ વિશેષ મને ઉપજે હમ્મેશજો. કરમ ૩૯૯
છેદે છે મહિયારી મારો છાંયડો,

કર્યો કંથ વશ કરૂં હવે હું કેમજો;
બહુ બોલું તો સાડાબાર વરસ તણો,
તુટી જાય તરત પ્રીતમથી પ્રેમજો કરમ. ૪૦૧
ખાલી થયો ખજાનો ધન ખુટી ગઇ;
એ મટકીની લે છે નીત એ મ્હોરજો. ૪૦૨
છાનુ ઘણુએ આપ્યું મુજને છેતરી:
જાણુ રણ ચાલે જરીએ નવ જોરજો કરમ ૪૦૩
શું સમાજવું સમજાવ્યા સમજે નહી,
છાલ ન છોડે પેલી છટક છીનાળજો ૪૦૪
કિંચીત કે'તાં મુજને ઉંડુ મારતા;
કે'છે કે છે અમને ખોટું આળજો. કરમ ૪૦૫
એ બે જણુને હું તો ઘરમાં એકલી.
ડાહ્યાં પોતે મુજને ગણે ગમારજો. ૪૦૬
હવે કરૂં શું હાય નથી કાંઇ સુઝતું;
આદેરણુને આધીન મારો યારજો. કરમ. ૪૦૭

કપટ—ઠુમરી પંજાબી ( અચરા પકર મોસે કરત, એ રાહ. )
પ્રિય તું ન રડ કંઇ કર ઉપાય, જેથી વિકટ સંકટ ઝટ જાય
મારી સજની

દા—એ છે નફ્ટ નીડર નટખટ નથી નભતું, કપટ કાંય
ખોટી ખટપટ લટપટ નવ ખમાય,
મારૂં વિકટ સંકટ કયમ જાય. મારી.

કપટ=-પ્રિયતું નરડ કાંઇકર ઉપાય,જેથીવીકટસંકટઝટજાયમારી૪૦૮

લં—અમૃત સરખું સુખકારીર હ્યો મન મોહન મડીલાગી. ૪૦૯

કા —પરજ શોયણિ ( મગ ચલત કાનસુ એ રાહ )
હજુએ નવ આવનો અટકો, કેમ કરૂં જશે કાળજુ ફટકી

નથી હઠતી પટકી મટકી, હજુએ નવ આવતી અટકી;
હૃદય નયન રજકણુ સમખટકી, છેશ જશે છટકીત્રટકી.હજુ૪૧૦
લી– કઃલીંગડો ( સિદ્ધાચળ શીખરે દીગોરે એ રાહ )
લી– અમૃત સરખું સુખકારીરે, ત્યો મન મોહન મહી લાવી;
મનમાં બળે વેરણુ મારીરે લ્યો મન મોહન મહી લાવી;
સુ--તુજ દહી દુધ છે ગુણકારીરે, આવો મૈયારી. ૪૧૧
જગ સહુ રહેશે જખ મારીરે; આવો મૈયારી મારી;
કામ--લીધી લખમી મમ લુંડીરે, મૈયારણુ વેરણુ મારી,
થાકી હું માથું કુટીરે, મૈયારણુ વેરણુ મારી;
બધી હાથ તમારે બાજીરે; મૈ માગે છે મહીમેતાજીરે મૈ. ૪૧૨
લી·–મીઠડા લ્યોને મહી મહુંરે, કાળજડું ઠંડું થાશે.
આતો નથી અવર અજીઠુંરે, કાળજડું ઠંડું થાશે. ૪૧૩
કામ–– ( દેખી તોરી વફાદારી એ રાહ )
તું પાછળથી પડી મારી હું તારાથી હારી,
મેં તારૂં શું ઓલ્ય બગાડયું નિત્ય આવી મમ દ્વાર;
ભરમાવે મુજ ભરથાર પડાવે ખાર રીત શું સારી. તું ૪૧૪
જીવણુ મુજ મહી વિણુ નથી જમતા તે તુજ કને તૈયાર;
નથી ઘરમાં એક દીનાર, આપ ઉધાર ગણી શાહુકારી. તું૪૧૫
સુમ— (બાદીઆને ગઇ મારીરે મછરીઆંએ રાહ. )
શું કુટીલા તું હજી રહીરે કકળતી
એ અવિરા કેમ આપે ઉધારેરે.
સારા શાહુકારી તારી અહીંરે અસલથી. શું કુટિલા. ૪૧૬
લી—ગજલ ( હમતો આશક હે તોરે એ રાહ. )
હશી વશી કરણુ કરી, ભાન ભુલાવી લાલા.
હમાં મમ પ્રાણુ નયન બાણુ લગાવી લાલા. હશ. ૪૧૭

વળી પરિપુર્ણ અરસપરસ જ્હાં પ્રેમ પ્રિતમ;
લ્હોને કારણ માત્ર મહી મેં લાજ લુટાવી લાલા. હશી. ૪૧૮
આપું એના ચાર મટકી આજ ઉધારે વ્હાલાથી,
વધારે ન હોય જ્યાં આધિન બનાવી લાલા. હશી. ૪૧૯

**કામ**—ગુસ્સે થઇ (ભૈરવી દાદરો. પ્રિયા પાપીન જાગેરે એ રાહ.)
મહી નથી લેવુંરે જા ઠગાઇ તારીરે, જા ઠગાઇ તારી એ ટેક.
મીઠું મીઠું બોલી ખાઇ ગઇ ફોલી કપટ આ કેવુંરે. જા.
સરવ સફાઇ તુજ સમજાઈ, ઉભું ન રહેવુંરે. જા. ૪૨૦
શેઠ વેચાશે, પણ મહી ખાશે, કયાં દુઃખ કહેવુંરે; જા.
નિજ ઘર ખોયું, જગમાં ન જોયું, મમ પ્રિય જેવુંરે. જા. ૪૨૧

**સમ**—ભૈરવી ત્રતાળ (દંતવિના ન પમા એ રાહ.)
એ જમવા અભિલાખ, સરસ મહી એ જમવા અભિલાખ એ ટેક.
માંચણથી પણ અધિક મિષ્ટ છે; ચિક આ આગળ દ્રાખ. સ. ૪૮૧
આની તુલ્યે કદી ન આવે, સાકર આંબા સાખ; સ.
આ અમરત સમ ગોરસ આગે, હાય નહિ દુધપાક. સ. ૪૨૩
મહિયારી નિત આવે મંદીર, દીસે દીવાળી લાખ: સ.
તું ઇર્ષા અગ્નિમાં અમથી, ખુબ બળી થા ખાખ. ૪૨૪

**કામ**—(ભૈરવ મન મોહન મોરલીવાળારે એ રાહ.)
મુજને ભીખ માગતી તેંજ કરી, મુજને ભીખ માગતી તેંજ કરી.
તેજ કરી ધનમાલ મતા હરી, દીલમાં નવ લેશ ડરી, મુ. ૪૨૫
ના કહેતાં નિત નિત ઘર આવે, ગત તુજને નથી શરમ જરી; મુ.
કામ નથી ઘરમાં તમ કેરૂં આ હું સત્ય વચન ઉચરી. મુ. ૪૩૬
નકટાં-ચસ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી. મુ.
આજ થકી ફેરા અહીંક તમારૂં, હું ખોટી આ રાંડ ખરી. મુ. ૪૨૭

## પ્રવેશ ૨ જો.

લીલા—બીહાગનો કાનડો—દીપચંદી. (તારૂણી તુજથી એ રાહ.)
પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહિં છે એકાન્ત આવાસ અમારો;
કામ ક્રીડાંપતી હરનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો,
મુજ ઘરમાં નથી લખમીનું લેખું, વ્હાલા વિલાસીને વ્હાલ વધારો. ૪૨૮
શુ—તું જોબન મદમાતી મહિયારી, મેં તો દીઠી તુજ નિપુણતા ન્યારી;
હું ઉત્તમ કદમ આવું અધમ ઘર, જગતમાં આબરૂ જાય અમારી, ૪૨૯
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી
લી—લાયરી લાલ જાણ્યો તમારી, હું ગણીકા થકી નથીરે નઠારી. ૪૩૦
હનુઆ ઉપર હવે હેત ન આવે અમ ઘર આવો અરજ અવધારી;
શુ—જાણ કુનીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી. ૪૩૧
લીલાવતી—(પ્રમાણિકા છંદ અથવા ઇંગ્રેજી રાહ.)

જરી ન કોઇ જાણશે, મનુષ્ય સૌ વખાણશે,
પિયુ ઘરે પધારીએ, સુકીર્તી વધારીએ.
ઉચાટ અંગના ટળ્યા, સુભાગ્યથી પતિ મળ્યા,
પણ્યાંગના વિસારીએ પ્રભુ મને સ્વીકારીએ. ૪૩૨

## પ્રવેશ ૩ જો.

લીલાવતી— પીલુ બરૂઆ દીપચંદી.
આપ કૃપા કરી અમને ઉગારો, બળતી અનંગ અનળ થકી ઠારો. ટેક,
આપે તજી ગણિકા કુલટાને, હનુઆ બુહાના મેં નેહ નીવાર્યો. આ.
ભુતમાફક ભમતાં ખટ માસ, વ્હીતોવ્હાતો ગોખું આરે વિચારો. આ.
નિર્ભય રહ્યો મમનાથ નગીના, આપના ચરણકમળ ચાંપનારો. આ
રતિ અંતર રસિયા રખે રાખો, વિવિધ પ્રકારથી લાલ વિહારો. આ. ૪૩૪
પ્રસન્ન કરૂં પ્રભુ પાય પલોટી, મહી માંખીણ વકી શરીર સુધારો; આ.

ભોગવો સ્વર્ગ તણાં સુખ સ્વામી, હુકમ કદી નહીં તોડું તમારો આ
વિનય સહિત પુછું તમને વાલેશ્વર સંશય ટાળીયે એક અમારો આ
સુ—ઉત્તર આપીશ એનો બરાબર, સ્નેહસહિત અલબેલી ઉચારો આ
લી—સોરઠ જહેસો તોતાલ છોડદે લંગારવામુરખ મોરી (એરાહ)

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવાગર,
શાને માટે આપે સગાં વ્હાલાને વીસાર્યા રે, ૪૩૭
ક્યાં છે માતા પિતાજી તમારાં ક્યાં છે સજન કુટુંબરે
ક્યાં છે ક્યાંછે ક્યાંછેરે, સંબંધ તમારા સાચું બોલોસમમારાંરે
સુન—પવિત્ર પુણ્યાત્મા છે માવિત્ર અમારાંરે.
વેશ્યાની સોબતે તજ્યાં વગર વિચારેરે ૫ ૪૩૮
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે,
વનિતા વનિતા વનિતારે અનુપમ આકૃતિએની તારેઅનુસારેરે ૫

ત્રિતાળી ચોપાઇ હાલીગડો દીપચંદી,

તારા જેવી એ દીપતી દેવી, સરવે સુંદરતા તુજ જેવી,
હતી ઉંચી તારા જેવી એતો, લટકે મટકે સમ તેતો. ૪૪૧
લી—હુંતો એને પતિ ઓળખું છું, નિત મળી વ્યયાને ત્યાં જઉં છું
સારંગપુર તણા શેઠની બેટી, નામે લીલાવતી ગુણ પેટી. ૪૪૨
એહની વાત સુણી એની પાસે, આપને પુછ્યું આજ ઉલ્લાસે,
મારી સહચર શીયળ શોભાગી, દેખી આગુણ શો તમે ત્યાગી ૪૪૩
આપને ઘટે કરવું ન આવું કોતો એહને અહીંયાં બોલાવું
સુ—સુતો સરપ જગાડીએ શાથી અતિ અડચણ થાય એમાંથી ૪૪૪
તુંછે સઉ સુખદાયક પ્યારી એનું કામ નથી અહિં નારી,
નિત ભાવતાં ભોજન કરશું રસ રંગમાં આપણ રમશું. ૪૪૫
મળ્યું છે મન આપણા એનું અહિં શું છે પ્રયોજન એનું.
લી—આવું કરીએ નહિ મન કાચું, સાંભળોને કહું સાચે સાચું ૪૪૬

પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ,
ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેખને નેહ જણાવ્યો; ૪૪૭
તમ સાથ હીંચોળામા હીંચી, ખશીયાણી પાડી ચીર ખીંચી
લાગે આટલું તમને અધુરૂ, કોહોતો બીજી નીશાનીઓ પુરૂં ૪૪૮
મને અડધી એ એકલી મુકી, ગયા ચતુર પતિ બધું ચુકી,
સુ—થઉં વિસ્મય સાભળી વ્હાલી મળ્યાં દંપતી કોડ દીવાળી ૪૪૯
કર્યો કેમ મહિયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ,
પ્યારી તાગે છે પુરણ પ્રેમ પહેલાં આવો કહ્યું નહિ કેમ, ૪૫૦
લી-મેંતો જાણ્યું રસિક રીસાળ પાસ વેસ્યા વિષય નિત જવાળ
એથી મહિયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને ૪૫૧
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અકલ ગઇ હતી મારી
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી; ૪૫૨
વેસ્યા લંપટ હું લજવાઉં, તારા ગુણ હું કેટલા ગાઉં.
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સાબાશી હું આપું ૪૫૩
લીલા—( સુણ ચતુરસુજાણ, પરનારીની, એ રાહ )
મનહર મળતાં, મેં મનગમતું સરવે સુખડું માણ્યું;
જગમા જોતાં સ્વામી સમાગમ સમ સુખ અવર ન જાણ્યું. ટેક ૪૫૪
શીરતાજ તમે વેસ્યા ત્યાગી, ભાવટ આખા ભવની ભાગી,
પતિ પુરવ પુન્ય દશા જાગી. મનહર. ૪૫૫
ઉગ્યો સોવન સુરજ આજે, મમ વિજય તણા ડંકા વાજે,
દુશ્મન દેખી દીલમાં દાઝે. મનહર. ૪૫૬
જીન વચન સુધારસ ચિત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું,
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર. ૪૫૭
પિયુ માત પિતા પાયે લાગો, મારો અપરાધ તણો માગો.
સંસાર તણો ચલવો સાગો, મનહર. ૪૫૮

# પ્રવેશ ૪ થો.

સુમ—ઝિંઝોટી ગઝલ—( પારસ પ્રભુ દેખકે એ રાહ )

પિતા માતા ક્ષમા માગું, ઘણો લાજી પગે લાગું,
નીતિ પર લક્ષ ના દીધું. અઘટતું કૃત્ય મેં કીધું. ૪૦૯
મયા કર માત તું મારી, અવજ્ઞા મેં કરી તારી
રહ્યો નહિ કોઈનો વાર્યો, ઉઠ્યો કુળમાં હું અંગારો; ૪૧૦
થયો ગણિકા તણો યારી રમ્યો દીન રાત હું ભારી;
એથે સૌ લોકમાં લાજ્યું, હવે પસ્તાવું શું આજું. ૪૧૧

સદાફળ— જફાએ સીતમકુ સહનાર હું એ રાહ

થવાનું હતું તે થયું દીકરા, હવેથી તમે ગાજ્જો પાંસરા;
તને તેડી લાવી વહુ ડાહપણે, અતિ હર્ષ આજે મળ્યા આપણે ૪૧૨
લી—ગયુ વિઘ્ન સઉ વૃદ્ધનાં પુન્યથી, નમું પાય હું મસ્તકે ભાવથી
સદા—અહૂ બુદ્ધિશાળી વહુ તું ભળી......... ......... .........
લીલા.....................અહો આપ આશીષ આતો ફળી; ૪૧૩
સે—શિયળ સાચવ્યું તેં પ્રિયા સુતની, વધો વેલ તારા થકી કુળની
વધુ શું વદું ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું ૪૧૪
અચળ તારું રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવજે તું ઘણું
દગા કેળવી લાવી તું કંથને, થજો પુન્યશાળીસુપુત્રો તને. ૪૧૫

# પ્રવેશ ૫ મો.

કપટકળા                    જીલ્લા ગઝલ

આજહે ઉદાસઆંખ આંસુથી ભરી છાની રહેજ્યોલીલી ગયોજેલછેતરી
કાન્હા કરી બેહાલ લાલ વ્હાલ વિસરી, ઉઠેકુએઉતારી મુકીતેને છરી
ક્રોધમાંબેલાઇગયું રૂંધાઇતીજરી,પ્રપંચએનોરંચપ્હેલોજાણ્યોનહીં જરા
અહ્ગાઇગઇ કેઃખાઈ જઈશ હું મરી, હાયહાય લાલમારોલેઇગઈહરી

ગરીઓ- [ બેડા આપ ભુડનો નાગરે એ રાહ )
અરે દુઃખ આ કયાં ઉચારૂં રે બળે ભડકે મન મારૂં રે: (અરે.) ૪૬૭
પરણ્યા વિના પારકા પતિ સાથે, રમીએ હરનિશ રંગ,
જોબન જાતાં જતા રહે વેગળા, સ્વા થીઆ તજી સંગ અરે ૪૬૮
ક--સુમતિવિલાસથી સ્નેહ કરીને, તરજ્યો વેશ્યાનો વેપાર,
એ ભરવાડીને ભાગી લોભાણો, તમને કર્યો તિરસ્કાર. અરે. ૪૬૯
સુણી દુઃખ આવું તમારૂં રે, બળે મનડું પણ મારૂં રે-એ ટેક
કા—ભરવાડી નહોતી ભામની એમની, ભોળી ગઇ ભરથાર
વધી વિચિક્ષણતા વાણીઅણની, ગણિકા ગણાઇ ગમાર. અરે. ૪૭૦
ક--પહેલું કહ્યું તું મેં વાણીયા સ્વારથી, સમજ્યાં વિત્યા પછી સહુ
શોક તજીને મળશે મંડળી મંડળ, એના જેવા બીજા બહુ. સુણી ૪૭૧
એક મૂકી બીજો કરીએ વળી, બીજો મુકી ત્રીજો ભરથાર;
એમ અનેક ધણી કરીએ એતો આપણો છે કુળાચાર; સુણી ૪૭૨
કા—ધિક્ક કુળ ચાર આપણો એવો; સ્વામીનો જ્યાં ન સુમાર,
યાર બોલાવા બજારમાં બેસવું, લાજ મળે ન લગાર સુણી ૪૭૩
ચોર જુગારી ઉચકાઓ આપણી, પ્રીતિ કરે બેશી પાસ;
આપણોને વળી આપણા યારનો વિશ્વ કરે ન વિશ્વાસ અરે. ૪૭૪
ભોળાવી કુંકુને ભસ્મ ગોળાવીએ, ધરીએ ન કંઇ ધર્મ,
હાય હજારો હરામીની સાથે, કરીએ નીચ નિત્ય કર્મ. અરે ૪૭૫
કંઇક વેશ્યાઓને જીવથી મારે છળ થકી હેતની જેમ;
દુષ્ટ કોઇ દગો દેઇને મારશે !!! આપણને પણ એમ અરે. ૪૭૬
ભભકો મારી ભલે ચકટામાં ચાલો, ઝાલો ગુલાબના ગુચ્છ;
સદ્‌ગુણી માણસ સમજે વેશ્યાને, તરણા થકી પણ તુચ્છ અરે ૪૭૭
ઓછી અકલની ઉત્તમ કુળની કંઇક નીચ પ્રસંગથી નાર,
વહાલા તજીને બને છે વારાંગના, વહાલો કરી વ્યભિચાર, અરે ૪૭૮

એતો ઘણું દુઃખ પામે આપણુથી, જ્યારે જોબન જાય,
ફંડા પડે કાહાનાર જડે નહિ, મરણાથી મડદું ચુંથાય, અરે. ૪૭૯
પરભવ પાપ કર્યાં પરિપુર્ણ અભાગી વેસ્યાનો અવતાર;
આ ભવમાં પણ અધિક કરી અંતે, નરકે જવું નિરધાર. અરે. ૪૮૦
વેરી ગણી વ્યભીચારીએ વરજી પરણી થકી કરી પ્રેમ;
એક કોડી પણ મારી કને નથી, કેને હવે કરૂં કેમ. અરે. ૪૮૧
કપર—મારી બાઇ મનમાં ન મુઝાશો, સ્નેહ રહેજો મમ સાથ.
વેસ્યા વેપાર પ્રપંચ બધો તજી, જપશું હવે જગનાથ. સુ૦ ૪૮૨

# પ્રવેશ ૬ ઠો.

શુગુ— વ્હાલાજીની વાટડી અમે જોતાં ( એ રાહ. )
લીલાવતી નાથ નિજ ઘર લાવીરે, ગણિકાને ગોથું ખવરાવી લી. ટેક,
મળીએ આવ્ય વ્હાલાં સખી મારીરે માત તાતની શોભા વધારીરે
કીરતી પ્રસરી જગ તારી. લીલા. ૪૮૩
બહુ રૂડા માબાપની બેટીરે, હતી છેલ છબીલાથી છેટીરે;
ભરથાર થકી ભલે ભેટી, લીલા. ૪૮૪
લી—સખી શરીરે તો છે સાજી તાજીરે, મારાં સુખમાં છે માતપીતાજીરે;
શુગુ— સારો દિવસ સુણી થયાં રાજી, પ્યારી સખી પીયર પનોતી;
પધારોરે સૈયર વર્ગનો હરખ વધારો—પ્યારી—ટેક. ૪૮૫
ભર્યો ભોળા સંસારની રીતીરે, કુંશ શિયળ પ્રભાવથી વીતીરે;
લીલા—વાયણા જમી વાટ જોતીની, જનવા ઉંડો પિયર હવે હુંતો
આવુંરે, માત તાતને શીષ નમાવું જમવા—ટેક. ૪૮૬
મને આજ્ઞા સાસુજીએ આપીરે, પુછ્યુ છે પતિને તથાપિરે,
જોવી કરણાથી જશ રહ્યો વ્યાપી. જમવા— ૪૮૭

## પ્રવેશ ૭ મો.

શુમતિ—બનઝારો. પ્રિય મિત્ર વીના હો ભાઇ ( એ ઢાળ. )

હું વિષય અંધ અવિચારી, સદગુણી પ્રીયા સુખકારી.
આચાર કરી નીજ અળગો, વેસ્યા વાઘણુને વળગો;
માડી બુધ્ધિ થઇ મારી, સદગુણી પ્રિયા સુખકારી. ૪૮૮
મર્કટવત મને રમાડી, ઉજવળ કુળ એબ લગાડી;
એ વેસ્યા હવે વિસારી, સદગુણી પ્રિયા સુખકારી. ૪૮૯
બહુ મોટા ઘરની બાળા, એ સુંદર ગુણ મણીમાળા;
મુજ માટે થઇ ભીખારી, સદગુણી પ્રીયા સુખકારી ૪૯૦
અગણીત હરી દ્રવ્ય અમારૂં, તેં ભર્યું હતું ઘર તારૂં;
ધિક્ ગણિકા વિષય વિકારી, સદગુણી પ્રીયા સુખકારી. ૪૯૧
વેસ્યાને ભીખ મંગાવી, સ્ત્રેથી અધિકું ધન લાવી;
તું પ્રેમ બતાવી પ્યારી, સદગુણી પ્રીયા સુખકારી. ૪૯૨
મેં માત પીતા અપમાની, તજી બીક બધી દુનીયાની;
હું કામ દાખ ધિક્કારી, સદગુણી પ્રીયા સુખકારી. ૪૯૩
મમ સમ જે કુકર્મ કરશે કદી મોત વગર તે મરશે;
કહે શુળી ચઢયા વ્યભિચારી, સદગુણી પ્રીયા સુખકારી. ૪૯૪
વેઠુ છું વિયોગ વારૂ તું ગઇ સુઆવડ સારૂ;
આજ્ઞા માગીને મારી, સદગુણી પ્રીયા સુખકારી. ૪૯૫
વ્હાલીએ વંશ વધાર્યો, આહા પુત્ર પ્રસવીયો પ્યારો;
આ ખબર લખી ખુશકારી, સાકર વ્હેંચાવું ન્યારી. ૪૯૬

## પ્રવેશ ૮ મો.

લીલા — માતા જસોદા ઝુલાવ, એ રાગ.

પ્રેમે પોઢયા છો કુળદીપક મારા પારણે,
નીરખું હરખુ તુજને લાડકવાયા લાલ;

કાજળ આંજેલી અલબેલી લાગે આંખડી,
તારા ગોળ ગોરા ગુલાબ સરખા ગાલ;
અલોલોલો હાલો હાલો વ્હાલા વિઃવિલાસને. એ ટેક. ૪૯૭
નાનકડા રજ મોટા થાઓ નિશાળે મુકીએ;
ભણીશ તો પરણાવીશ ગોરી વહુ ગુણખાણ
હમણાં આવીને બાપાજી તારા તેડશે;
જાગ્યા જાગ્યા જાગ્યા જાગ્યા જીવન પ્રાણ—અલો० ૪૯૮

**શુમતિ—** કૃપા કરજેરે દેવ મુનિ- એ રાહ.

ભાઇ જાગ્યા કે હજુ સરકાર ઉંઘે છે,
**લી**—આવો તેડાને જુઓ તમ સામું જુએ છે,
**શુ**—શું આજ ઉઠયા ઉલાસે, આવો શેઠ અમારી પાસે;
મુછ પકડી વિઃવિલાસે, કયું કુકુરે હત તારૂં ભલું થાય ગાંડા;
મારાં ચોખાંરે લુગડાં અરયા તે બગાડયાં. ૪૯૯

**ચતુર્થ અંક સમાપ્ત.**

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

**શુમતિ**—( ઝુલણાછંદ ભેરવી પાસ શંખેશ્વરા ( એ રાહ. )
વીરવિલાસનું લગ્ન કર્યું મગ્ન થઇ, વાવર્યું વિત જશ ખુબ વાધ્યો;
આધિવ્યાધિ ટળે જેથી મુક્તિ મળે, કર્મ તજી પર્મ નહી ધર્મ સાધ્યો.
સરવ સુખ કરણ આચાર્ય ઉપદેશ છે, ચરણ વંદન કરી ચરણ માગું;
ઓઘઅઘહરણ મુનિતેહ તારણ તરણ, શરણ કરી ગૃહણ સંસાર ત્યાગુ.
આજને કાલ કરતાં ગયો કાળ બહુ, આળ પંપાળ આ માલ માયા;
હાલ બેહાલ થઇ કાળ કરવો પડે, કાળની ઝાળમાં જે ઝલાયા;
રામ રાવણ પ્રમુખ રીદ્ધિ મુકી ગયા, જગતમાં એમ સૌ જાય નાચું.

બોધઅઘહરણ મુનિ. તેહ તારણ તરણ, શરણ કરી ગ્રહણ સંસાર ત્યાગું
ધિઃક સંસાર સુખ નરકમાં ગરક થઇ, આખ ઉઘાડી ઉંચુ ન જોયું
અર્થ ઉપાર્જવા અર્થ અળગો કરી; આટલું આવખું વ્યર્થ ખોયું
શુદ્ધ શ્રદ્ધા થઇ ન્યુનતા નવ રહી, આજ મમ પુર્વનું પુન્ય જાગ્યું
બોધઅઘહરણ મુનિ તેહ તારણ તરણ, શરણ કરી ગ્રહણ સંસાર ત્યાગું

## પ્રવેશ ૨ જો.

લીલા—(રામકાળી) શ્રી સિદ્ધાચળ ભેટવા એ રાહ)

ધર્મઘોષ સુરીશ્વરજીને વીરા વંદવા જઇએ;
શુદ્ધ ઉપદેશ સુધા સમો, સુણતાં સુખ લઇએ.
પરભવના પુન્ય ઉદયથી, નયણે નિગ્રંથ નીરખ્યા.
ભવ્ય કમળ પ્રતિ બોધવા, સુરી સુરજ સરખા. ધર્મ. ૫૦૨

લી—માજી મુનિવર વંદવા, આજ હું પણ આવું. ૫૦૩
કરજોડી વિનંતી કરી, ઘેર વ્હોરવા લાવું,

## પ્રવેશ ૩ જો.

લી—( નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાહ )

સુરી મુખ સાંભળી શ્રીજીન વાણી, જુઠી મને જગતની માયા જણાણી.
વડ બીજ માફક કર્મ વધે છે, પાપ કરો નહિ પ્રાણી,
પરભવ પોપટ પાંજરે પુરી કીધી મેં કર્મ કમાણિ સુરિ. ૫૦૪
પોપટડી સાડી બાર ઘડી સુધી, દીલમાં વિજોગે દુભાણી;
એથી હું તો સાડાબાર વરસ લગે, વિરહના ભાલે વિંધાણી,
કર્મ વિટંબના પરભવ કેરી આ, જાતિ સ્મરણ થકી જાણી.
દંપતિ દિક્ષા ગ્રહણ હવે કરશું, પરણવા શિવ પટરાણી સુરિ. ૫૦૫

વીર—( મને મુકી ગયો છે મારો છેલડોરે, એ રાહ. )

અરે મુજને મુકીને આમ એકલોરે, થશો સાધુજી તમે શું મરેમાન;
માત તાત મારી શી વલે થશે વિચારીએ

શીરછત્ર તીર્થંકરપ છો હું છોકરૂંરે, વેઠી શકાશ કેમ વિરહ વજ્રપાત. ૫૦૧
મને ખુશી દેખીને તમે ખુશી થતારે મને દુ:ખી દેખી કરતાં આંસુ પાત મા!
કદી મોડું થતું આવતાં નીશાળથીરે વાળુ વખતવિતે કરતાં ગુણગાન
પિતાવિના મને કોણ સમજાવશેરે ભાઇભાઇ કહી લોક રીતભા- ...
હજુ દીલ વાળ્યું મેં નથી દુકાનમાંરે ગુંમ કરવી કયાં વેપારતણી વાત માત
લી—કુસકાંલઇને આમરડવું ડાહ્યાદીકરારે તને શોભતું નથી અંરમ ગણુ
મારા પ્રાણ સંજમ લેવાની આપ્ય સંમતિરે. (એ ટેક) ૫૧૦
સુખધામસદા શ્રી ધર્મ સાચજોરે, સુણજે રાગ ગીત વિતરાગવાણ મા
વીર— ( જશોદા સીતમકુ સજાવાર હું એ રાહ. )
વિનય મુકીને માત સાથે વઢ્યો, હઠીલાઇથી હું તમોને નડયો:
કહી તોય તે રીસ મા નથી કરી મને સુખ માટે દુ:ખી થઇ ખરી
પિતાજી ઉછાંગી લઇ પાનડી હશી કુદના હેતથી હરઘડી;
મને પાળી પોષી ભણાવ્યો ભલું, કૃપાળુ પીતાજી કહુ કેટલું ૫૧૪
શુ— સુકૃત કરના હોયસો કરલે ( એ રાહ ) મેનીમાં પણ ગવાય છે
સ્વારથીઓ સંસાર અરે આ સ્વારથીઓ સંસાર ટેક.
અમે થવું અણગાર, અરે આ સ્વારથીઓ સંસાર. અરે. ૫૧૫
ઘોરી કાંધે ભરી ધુંસરૂં, વહે જ્યાં સુધી ભાર
નિજ ગરજે ધૃત પાય પરાણે, પછી નીરે નહિ ચાર. અરે. ૫૧૬
કમાય ત્યાંસુધી કહે કાકા પુત્ર દિક પરિવાર;
ડોસો કહિ દરકાર કરે નહિ વૃદ્ધ બને જે વાર. અરે. ૫૧૭
સાવધાન દિસે સ્વારથમાં, નિજ નિજના નરનાર;
ગરજે બાપા કહે ગ ધવને, મારે ડફણે માર. અરે. ૫૧૮
મ્હોટા મ્હોટા મહેલ બનાવી, કરી બાગમાં વ્હાર;
માલ મતા ધન દોલતમાંથી લેશ ન આવે લ્હાર. અરે. ૫૧૯
નિજ અરથે મેં અરથ ઉપાજ્યું કરી વિવિધ વ્યાપાર;

વીરવિલાસ તને પરણાવ્યો હવે ઘણો હુંશીયાર. અરે. ૫૨૦
...ાં સંબંધી સરવ નકામાં અંતે અલગ થનાર;
પુન્ય પાપ બાંધીને પલ્લે જનમ્યું તેહ થનાર. અરે. ૫૨૧
શ્રદ્ધા સહીત જીનધર્મ પાળજે નીજ શક્તિ અનુસાર;
નીત્ય નેહથી સ્તવજે શ્રીજીન મંગળ સુખ દાતાર,
એથી તુજ સફળ મનુષ્ય અવતાર અમે થશું અણગાર અથી. ૫૨૨

પંચમ અંક સમાપ્ત.

## કળસ.

**સર્વ પાત્રો—ધનાશ્રી** વિનતિ ધરજો ધ્યાન (ત્રિતાળ ધીમો)
નાટક નવીન રસાળ રસીક રચ્યું નાટક નવીન રસાળ એ ટેક.
**શુમતીવિલાસ લીલાવતી**—સુંદર દંપતી અતી સુકુમાળ,
સંજમ પાળી સુરગતી સાધી નરક તીર્યંચ ગતી ટાળ રસિક—૫૨૩
એકાવતારી એ નરનારી વંદુ ભાવ વિશાળ;
ધન ધન ભવિજન જે શુધ સંજમ આરાધે ઉજમાળ રસિક—૫૨૪
શ્રી જીન ઉત્તમ શિષ્ય પદ્મના રૂપના કિર્તિ કૃપાળ;
તાસ શિષ્ય ઉદ્યોત વિજય પં૦ ગીતારથ ગુણ માળ; રસિક—૫૨૫
તે મુનિના શિવરામ થયા શિષ્ય ગુરૂ આણા પ્રતીપાળ,
તેહ પીતા ગુરૂ પાય પસાયે, તુટી જડમતી જાળ. રસિક—૫૨૬
વિક્રમ સંવત્સર ઓગણીસને ત્રેતાળીસની સાલ;
વડતપગચ્છમાં રાજશુરિશ્વર, રાજે ઝાકઝમાળ. રસિક—૫૨૭
શ્રોતા સદગુણી ભુલ જો ભાળો, કરશો માફ મયાળ;
સ્નેહ સહિત નાટક નિરખતા, શંઘમાં મંગળમાલ રસિક—૫૨૮
અણહિલપુર પાટણનો વતની, રાજનગર રહું હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શિવસુત કેશવલાલ, રસિક—૫૨૯

સંગીત લીલાવતી નાટક પંચાંગી સમાપ્ત